THE SPIRITUAL MASTER



ઉશ્તાનો જાતો આશવ યો સ્પિતામો જરથુસ્ત્રો

નોટા ભાગ્ય જરથોસ્તીઓના કે તેઓની રાહબરી કરવા અષો જરથોસ્ત જનમ્યા

( કે જેનણે લાલચ આપનાર અગ્રેમેન્યુગને કહયુ કે )

**નોયદહે અપશાતુઆન વ ધ્રુહીમ દએનામ માજદીયસનીમ નોયદ**
**અસ્તશચ, નોયદઉસ્તાનેમચ, નોયદબુદશચ વીઉરૂઇપીઆત.**

અગર જો મારા હાડકા, મારો જીવ, તથા મારી બુદ્ધી, જુદા પડે યાને મારો જાન
જાય તોબી લાલચને ખાતર ભલી માજદઅશની દીનને હું છોડુ નહિ,
અને તેની તારીફ કર્યા વગર રહેઉ નહિ ( ન ૫ ૧૯ )

જૈન વિજય પ્રેસ—સુરત

# CEREMONIES
OF
# PAV-MAHEL
## With their Merits.

*Comprising*

*All the ceremonies of PAV-MAHEL for Nirangdin, Varsiyo, Bhashnm Foundation of the Tower of silence &c, The explanation of performing every ceremony, its merits, Maps & Charts, Baj of every Faresta and it includes many other things*

COMPILED

BY

**Ervad Nosherwan Nawroji Unwala.**

*Edited and Published*

BY

**"Bazame Khademane-Iransha"-Udwada,**

for the benefit of the Athornans of Udwada and others.



*"Jain Vijaya" Printing Press*-***SURAT.***

1292 Yazdezardi 1922 A, D

તાનો દાસ તા આરૈજવાંન......યથ
ઇજવાચીમ નાપીમ, યથવા સઍોષ્ય-
ન્તો દખ્શુનાંમ સુયમન વાચીમ
બરૈન્તુ, બુયમ સઍોષ્યન્તો, બુય-
મ વેરેથ્રાજનો, બુયમ અહુરહે મજ-
દાઍો, ફ્રય વાજિસ્ત અસ્તય.

યાને—અય અહુરમજદ! તે સત્યતા તુ હમોને આપ ..કે જેથી કરીને દીનના કલામોનો ફાયદો મેળવી તેનો ફેલાવો કરનારા હમો થઇએ, અને નેક વિચાર વિચારનારા. નેક સખુન બોલનારા, તથા નેક કામ કરનારા, રાસ્ત માણસોની માફક તુ અહુરમજદના પ્યારા ત્થા સૌથી ચ લાક કાસદો હમો બનીએ ( અવસ્તાના ગોહરો )

# પાવ મહેલની કીયાઓ

તેની

# ખુબીઓ સાથે.

જેમાં—

મોબેદોને લગતી પાવ મહેલની તમામ કીયાઓ, નીરંગદીન, વરસીયો, ભષમ, દુખમાનો તાણો વીગેરે અનેક કીયાઓ કરવાનો સમજણવાર ખુલાસો, તેને લગતા નકશાઓ, ખુબીઓ, તમામ ફરેસ્તાઓની બાજો, અને બીજી કેટલીક બાબદો, વીગેરેનો સમાવેશ કરવામા આવ્યો છે

લખનાર—

એરવદ નોશેરવાંન નવરોજી ઉનવાલા.

ઉદવાડાના ઘણા બીજા અથોરનાન ટોળાના લાભ માટે

છપાવી પ્રગટ કરનાર—

"અઝમે બાહેમાને ઇરાનશાહ"—ઉદવાડા.



સુરત—"જૈન વિજય" પ્રીન્ટીંગ પ્રેસમાં મુળચંદ કસનદાસ કાપડિયાએ છાપ્યું

સને ૧૨૯૨ યઝદેજરદી સને ૧૯૨૨ ઇસવી.

**તેમ દિમ ઝુયાઓ આથ્રવનેમ ઉઇતી
મ્રઓત અહુરો મજદાઓ આઇ અષા
ઉમ જરથુસ્ત્ર યો હુઉરવાંમ તરસ્ચ
ક્ષપનેમ ખ્રતુમ પેરેસાત અષવનેમ
આંજો બુજીમ રવજદાંમ ચેન્વત પેરે-
તુમ હવંગહોદાંમ અહુનાષેમ, અષ
નાષેમ, વહિસ્ત નાષેમ, વહીસ્તહે
અંઘહેઉશ**

યાને—અહુરમજદે કહ્યુ કે, અએ અષો જરથુસ્ત! તે (શખ્સ)ને તુએ આથ્રવન કહેવો જોઇએ કે જે શખ્સે તમામ રાત અષો સંકટ-માથી છુટકારો કરનારી, ચીનવત પુલ તરફ કુશાદગી આપનારી, મદદ આપનારી, દુન્યાને ફતેહ આપનારી, અષોઇ તરફ પહોચાડ-નારી, તથા સૌથી સરસ દુન્યાની (યાને બહેસ્તની) સૌથી સરસ (ચીજ) (કે જે નેકી તે) તરફ પહોચાડનારી એવી અક્ક્લને પુછે (વ ૫ ૧૮૦ ફ ૬ ઠો તરજુમો કાગા)

# આ ચોપડી વિશે,

## "બઝમે ખાદેમાને ઇરાનશાહ"ની કારોબારી મંડળી તરફનો ખોલાસો.

ઉદવાડાની—"બઝમે ખાદેમાને ઇરાનશાહ" પાચ વરસ આગમજ બરપા થઈ છે અને એ બઝમ જશનોની ક્રિયાઓ જાલી રાખવા ઉપરાંત એક મુખ્ય નેમ ધર્મ જ્ઞાનને લગતી બાબદોનો ખાસ કરી ઉદવાડા અથોરનાન ટોળામા—ઉત્સાહ ઉત્પન્ન કરી તેનો પ્રચાર કરી એ ટોળામા કાઇક ધાર્મિક જાગૃતિ ઉત્પન્ન કરવાની હતી અને એ નેમને અનુસરીને કારોબારી મંડળી એવી જાગૃતિ કરવાને બનતી કોશેશ કરી હતી પણ એક બાજુએથી સામાન્ય કેળવણીની ગેરહાજરી અને બીજી બાજુએથી એ ટોળાના જોખમદાર કહેવાતા કારોબારીઓની પોતાના ટોળાને લગતી કેલવણી તરફ સંપૂર્ણ બેદરકારીના પરીણામે કેટલીક કોશેશો પરીણામ વગરની નીવડી હતી

પણ આજે આ મંડળ પોતાની કોશેશનુ કાઇક પરીણામ આ ચોપડીના બહાર આવવે કાઇક સંતોષ અને ખુશાલીથી જોવા પામી છે ઉદવાડાનો હાલનો અથોરનાન ટોળો કે જે પુરાતન સંજાણા ટોળાથી-(કે જે ટોળાએ 'ઇરાનશાહ" આતશ બહેરામ સંજાણમા આજથી ૧૨૦૦) વરસ ઉપર બરપા કીધા હતા) ઉતરી આવેલો છે. અને એ ટોળાએ જે યોજદાથ્રેગરીની રાહ રસમો પોતાના કદીમ ન્યાગાનોથી મેળવી આજ સુધી મોટે ભાગે અસલ રૂપમા જાલવી રાખી છે એ ક્રિયાઓ આજસુધી જાહેર લખાણ રૂપે હસ્તી ધરાવતી નહી હતી, કે જેથી બનવા જોગ છે કે વખતના વહેવા સાથ કદીમ ક્રિયાઓની રાહ રસમો ફેરવઇ જવા પામે આ રસમો ચોપડી રૂપે જાલી રાખવાની પહેલી ખાહેશ આ ચોપડીના કર્તાએ કીધી હતી તે ઉપરથી આ મંડળીએ સુચના કરતા આ ચોપડીના બનાવનાર એરવદ નોશીરવાન નવરોજી ઉનવાલાએ આ કામ મોટી ખુશી સાથે આ પુસ્તક પ્રગટ કરવાને આ મંડળીને તક આપી ઉપકારી બનાવી છે.

આ ચોપડીનુ લખાણ પુરૂ તૈયાર કરી એરવદ નોશીરવાન નવરોજી ઉનવાલાએ કારોબારી મંડળીને જણાવી સદરહુ પુસ્તકને પ્રગટ કરવાની ગોઠવણને માટે ભલામણ કરી જે ઉપરથી સદરહુ મંડળીએ ઠરાવ કર્યો કે એ લખાણ ત્રણ યોજદાથ્રેગર મોબેદો પાસે તપાસ અર્થે મોકલી તેઓનો અભિપ્રાય માગવો જે ઉપરથી નીચલા ગૃહસ્થોની નીમણુક કરવામા આવી અને તેઓ સાહેબનો અભિપ્રાય નીચે મુજબ મળ્યો —

મોબેદ ભીખાજી દીનીઆરજી ઉનવાલા
,, દોરાબજી જમશેદજી સીધવા
,, નાદીરશા ફરદુનજી મોગલ
ઉદવાડા રોજ ૨૫-૨-૧૧૯૨ તા ૩-૧૧-૧૯૨૨

મી. ફ્રામરોજ પેસ્તનજી પટેલ,
ઉદવાડાની ખાદેમાને ઇરાનશાહના સેક્રેટરી, જોગ,

સાહેબ,

જત ઉપલા મંડળની કારોબારી કમીટીએ એરવદ **નોશીરવાન નવરોજી ઉનવાલાએ** લખેલી પાવ-મહેલની ક્રિયાઓની ચોપડી તપાસવાને હમોને ફરમાવ્યુ હતુ તે હમોએ બનતી જોગવાઇ અને કાળજીથી તપાસી લીધી છે.

હમોને જણાવવાને ખુશાલી ઉપજે છે કે હમારી તપાસમા હમો જ્યાં સુધી જોઇ શકયા છીએ ત્યા સુધી જે જે ક્રિયાનો સમાવેશ કરવામા આવ્યો છે તે લગભગ બધેભાગે આપણા કદીમ ન્યાગાનોના ચાલી આવેલા રેવાજ અને રસોમોની પડધતી ઉપર છે તેમજ દરેક ક્રિયાઓની સરેહ ઘણીજ ધ્યાન ખેચવા જોગ છે. આ લખાણુ જો ચોપડીના આકારમા છપાવી બહાર પાડશો તો આપણા ટોળાનીજ બહેતરીનો સવાલ સમાસે એટલુજ નહી પણ આપણા કદીમ ન્યાગાનોની રાહ રસમ હમેશની જાલવી રખાશે અને હમારી મજબુત ભલામણ છે કે આ લખાણુ છપાવી પ્રગટ કરવુ લી૦ દુવાગીર ખાકસારો,

મોબેદ ભીખાજી દીનીઆરજી ઉનવાલા
,, દોરાબજી જમશેદજી સીધવા
,, નાદીરશા ફરદુનજી મોગલ

આ પરિક્ષકોનો ઉપલો અભિપ્રાય મળવાથી ચોકસ ગોઠવણુથી આ ચોપડી પ્રગટ કરવાને આ ' બઝમ " ભાગ્યશાળી થઈ છે કારોબારી કમીટીએ આ ચપલ જવાન એરવદ **નોશીરવાન નવરોજી ઉનવાલાને** પોતે કારસાજી ભરેલા બજાવેલા કામ માટે મુબારકબાદી આપી પોતાની પ્રસસા જાહેર કીધી હતી

નવરે જણાવવાની જરૂર છે કે આ ચોપડીની કદર તથા અગત્યપણુ જાણીને, છપાવીને બહાર પાડવાને સવલ પડે એવી મકસદથી જે અશરફ ખાનદાનના સખી જરથોસ્તી ગૃહસ્થોએ એ પુસ્તકને જોઇતી મદદ આપી છે તેને માટે આ મંડળી તે સાહેબોને એહસાન માને છે અને આસા રાખે છે કે હજુ બાકી રહેલી નકલો કોઇ સખી જરથોસ્તીઓ ખરીદ કરી આ મંડળના કામની પ્રસંસા કરી મદદ કરશે એ ઉપરાત આ ચોપડી છપાઇને બહાર પડી ત્યા સુધી એરવદ **નોશીરવાન નવરોજી ઉનવાલાએ** "પ્રુફ" તપાસી અનેક મદદો બીન હાસલે આપી છે તે માટે એ ભાઇનો આ મંડળ બેહદ ઉપકાર માને છે

"ઉદવાડા'
રોજ ૧૯-૪-૧૨૮૨ ય જ
તા-૨૪-૧૨-૧૯૧૨

કારોબારી મંડળીના હોકમથી,
ફરામરોજ પેસતનજી પટેલ,
ઓ. સેક્રેટરી.

# દીબાચો.

પઉરોજી મષ્યાક ઉઇતિ મ્રઓત
અહુરો મજદાઓ આઇ અષાઉમજ
રથુસ્ત્ર પઇતી દાનેમ અઇનીમ બરઇતી
અનઅઇવ્યાસ્તો દએનાંમ દિવઝત હચ
આથ્રવ સંગહઇતે માદિમ સ્રુથાઓ
આથ્રવનેમ ઉઇતિ મ્રઓત અહુરો
મજદાઓ આઇ અષાઉમ જરથુસ્ત્ર

યાને—હોરમજદે આએ પ્રમાણે (રાસ્ત પેગમબરને) કહયુ કે, અએ અષે જરથુસ્ત ! ખચીત ઘણા માણસો (એવા છે) જેઓ દીનના કામમાં વાકેફ થયા વગર પદાનને ખોટી રીતે રાખે છે, (તથા) (તેઓ) ઠગાઇથી પોતાને આથ્રવન કહેવા માગે છે તેવા (સખસ) ને તુએ આથ્રવન (યાને દસ્તુર-મોબેદ) કહેવો નહિ જોઇએ. (વ. ૫, ૧૮. ક ૧ તરજુમો કાગા)

પ્રથમ પેદાના કરનાર દાદાર અહુરમજદનો, અને તેની સાથે હમકાર થઇ કામ કરનાર અમષાસપંદો, યઝદો, અાને મીનો ફરેસ્તાઓ અને વખક્ષુરે વખક્ષુરાન રજ્જગો અષો સ્પિતમાન જરથુસ્ત્ર સાહેબને નમન કરી આએ મોબેદોને લગતુ ખાવ **મહેલની કીયાઓ તેની ખુબીઓ સાથે** નુ પુસ્તક લખનાર હમારા એક કુટુંબી ભઈ એરવદ નોશેરવાન નવરોજી ઉનવાલાની ખાહેશને માન આપી આ ચોપડીનો ટુંક દીબાચો લખતા મને બહેદ ખુશાળી ઉપજે છે

આજે છેલ્લા કેટલાક વર્ષો થયા હમારા ઉદવાડેના સજાણા ટોળામાથી મોબેદી તાલીમ આપનારી 'મકતબો'' તદન સમુળગી નાશ પામીએ છે અને આ છેલ્લા દાયકામા તો તેનુ નામ નિશાણ વટીક રહયુ નથી જેથી આજનો ઉઘરતો જવાન મોબેદી વર્ગ પોતાને મન ગમતી ચોપડીઓમાથી અવસ્તાના ભણુતરો મહોડે કરી તે બબડી જવા સિવાય તેની ખુબી ખામી કે ફીલસુફીથી તદન બીન માહીતગાર રહે છે અને તે એટલો બધો બીન માહીતગાર રહે છે કે યજશને, વીસપરદ, અને વદીદાદ, જેવી બીકટ ક્રીયાઓના ભણતરો તેના મહોડા પર રાત દીવસ રમતા હોવા છતા તેની તરતીબ કે ફીલસુફી માટેનુ સાધારણ જ્ઞાન બી તેઓમા હોતુ નથી, આવો અફસોસ ભરેલો મામલો ઉદવાડામા અને તેબી "ઇરાંનશાહ" ના બુલદ પાયતખતમા આજે નઝરે પડે છે એ અથોરનાન વર્ગ માટેજ નહી પણ આખી જરથોસ્તી કોમ માટે દીલગીરીની વાત છે.

આગલા વખતમાં એવા ખબરદાર ઉસ્તાદો હતા કે પોતાના ખરા દેલથી અને અંતરની ખરી લાગણીથી પોતાના ચેલાઓને દરેક વાજબી તાલીમો આપી તેને એક ખરા "આથ્રવન" ને લાયકનો બનાવતા હતા તે જમાનો આજે વહી ગયો છે આજે તે ખરી કુદરત તરફની ફરજ અથોરનાન વર્ગમાથી ભુસાઈ ગઇ છે તેવા વખતમા ઉપલુ પુસ્તક ભવિષ્યમા બહાર પડનારા જવાન મોબેદ વર્ગ માટે એક કીમતિ "ભોમ્યા" તરીકેજ કામ જશે એમ હુ માનુ છુ કારણ કે હુ ઉપર જણાવી ગયો તેમ આગલા વખતમા એવા ખબરદાર ઉસ્તાદો હતા કે જેઓ આવા શિક્ષણો પોતાના ચેલાઓને ચોપડીઓથી નહિ પણ ખરા દેલથી તેઓના દેમાગમા ઉતારતા હતા અને તેવો એક વખત હજી સુધી કાઇક ઉદ-વાડેના ટોળામા જાયજ હતો પણ હાલનો વખત "સબ સબકી સમાળો" ના જેવો વખત આવ્યો છે જેથીજ આવી ચોપડીઓની વિશેષ જરૂર છે એમ મારે જણાવવુ જોઇએ

આજ સુધી ઉદવાડાનો હમારો સજાણો ટોળો જે જે ક્રિયાઓ કરતો આવ્યો છે તેમાની ઘણીખરી મોહડેના બોધથી અને તેવી મોટી ક્રિયાઓ હસ્ત-લેખોના લખાણોને આધારે કરતો આવ્યો છે અને તેની સમજણ આપનારા લખાણો હસ્તલેખો તરીકે અવસ્તા સાથે આજેબી ઉદવાડામા જો કે છુટા છવાયા મોજુદ છે પણ ઘણીક ક્રિયાઓ એવી છે કે જે દાયકાઓ અને દાયકાઓ પછીજ કર-વાનો સજોગ અને પ્રસગ ઉભો થાય છે જેમકે એક નવા આતશબહેરામ, આદરાન, અને દાદગાહ, બનાવવાની ક્રિયા, એક દુખમાનો તાણો પુરવાની ક્રિયા, કે તેને ઇજવાની ક્રિયા, એક "સએન" બાજ ઇજવાની ક્રિયા, વીગેરે ક્રિયાઓ ઘણા લાબા અને જરૂરી પ્રસગેજ થાય છે અને તે ક્રિયાઓ કરવાનો કે જોવાનો વટીક પ્રસગ ઘણા મોબેદોના નશીબે આખી જીદગીમા વટીક આવતો નથી અને જ્યારે આગળના જેવા શિક્ષણ આપનારા ઉસ્તાદોની હવે દીવસે દીવસ કોતાહી થવા લાગી છે ત્યારે તેવા એયામમા એવા વેરવીખેર પડેલા સાધણોને એક ચોપડીના રૂપમા જાળવી રાખવાની કોશીષ થાય એ ઘણુજ ડહાપણ ભર્યું છે કારણકે આજ સુધી એવી એક ચોપડી બાહેર પાડવાનો તથા કેટલાક છુટા છવાયા વેર વીખેર થઇ અહી તહી પડેલા ક્રિયાના લખાણો અને બીજી બાબદોનો સગ્રહ કરી તેને પુસ્તક રૂપે છપાવી જાળવી રાખવાનો ખ્યાલ ગરા કોઇબી ઉદવાડયા ભાઈબધે કીધો હતો નહી એટલુજ નહી પણ આજ સુધી કોઇબી ટોળાના મોબેદે એવી ચોપડા પોતાના અનુભવે લખેલી માલમ પડી નથી પણ એ વિચાર હમારા કુટુબનાજ એક ભાઇબધને સુઝયો અને તને આટલી ઝડપથી અતમા મુકવાની કોપેસ ભાઇ નોશેરવાને કીધી છે તે ઘણીજ ડહાપણભરી અને સ્તુતિપાત્ર છે.

હુ જોઇને ઘણો ખુશી છુ કે આજથી લગભગ ૭૫–૮૦ વર્ષની વાત ઉપર હમારા ઉનવાલા કુટુબમા એજ ભાઇ નોશેરવાનજી ઉનવાલાના બાવાના બપાવા અને આ અહના લખનારના બાવાના મમાવા બહેસ્ત બેહેરેહ મોબેદ ટેમુલજી કાઉશજી ઉનવાલા કે જેવણ અવસ્તા ઉપરાત પહેલવી અને ફારસી, નુ તે જમાનાને બધબેસ્તુ જ્ઞાન ધરાવતા હતા અને તે મોબેદી ધધામા ઘણાજ ખબરદાર મહેનતુ તેમજ ખતીલા હતા અને એવા લખાણો લખવામાજ રાત દીવસ ગુજારી ગયા હતા એ મરહુમ એ તમામ ખોરદેહ અવસ્તાના પુસ્તકો ઉપરાત દઝનબધ યજશને વીસપરદ, વદીદાદ સાદેહ અને બાજધરણાના પુસ્તકો અસલ જદ હરૂફે તેની ક્રિયાઓની પુરતી સમજણો અને સરેહની સાથે લખ્યા હતા તથા તે ઉપરાત ગુજરાતીમા " રેવાએતો " તથા સાહનામાના દાસ્તાનો લખવામા પોતાની આખી જીદગી ગુજારી હતી અને એ મરહુમ મોબેદ ટેમુલજી કાઉશજી ઉનવવાલાના હાથના લખેલા લગભગ એક સદીના પુરાણા પુરતકો ઉદવાડેના ઘણાક ઘેરોમા આજેબી મોજુદ છે અને ખાસકરીને હમારા એક કુટુબી વડીલ આગેવાન મોબેદ ભીખાજી દીનીઆરજી ઉનવાળાના ઘેરમા એ જુના લખાણો ઇજશને, વદીદદ, અને અરદાએ વીરાફ નામાના હસ્તલેખો વીગેરે જળવાઇ રહેલા છે તેજ કુટુબથી ઉતરી આવેલા આ ચોપડીના કર્તા—ભાઇ નોશેરવાન નવરોશજી ઉનવાલા છે એ રીતે પોતાના કુટુબની કીર્તિ જાળવી રાખવાની ભાઇ નોશેરવાનની ઉલટ શાબાસીને પાત્ર ઠરે છે.

પાવ મહેલને લગતા ભણતરો અને ક્રિયાઓ ફક્ત અવસ્તાનાં લખાણો સાથેજ બાહેર પડે તે જેટલા ઇચ્છવા જોગ છે, તે કરતા વધુ તે ક્રિયાઓની ખુબી, બુલદી, અને ફીલસુફી બતલાવનારી " સરેહ " સાથે બાહેર પડે તે વધારે ઇચ્છવા જોગ છે કારણકે, હમણા અવસ્તાના ભણતરો ફક્કત મહોડેથી શિખી મોબેદી કરવા બહાર પડતો ઉદવાડાનો જવાન મોબેદીવર્ગ ક્રિયાઓની તરબીબ તેની ખુબી કે બુલદી, અને ફીલસુફી નહી જાણવાના સબબે ક્રિયાઓમા કેટલીક ખામીઓ ઉતપન કરે છે અને એવી ઘેર સમજદારીથી કામ કરનારાઓ મથાળે ટાંકેલા વદીદાદના ફરમાન પ્રમાણે આથ્રવન તરીકે નાલાયક ગણાઇ કુદરતના જવાબદાર ઠરે છે આ પુસ્તકમા ભાઇ નોશેરવાને પાવ મહેલને લગતી ક્રીયાઓ કરવાની સમજણ આપ્યા ઉપરાત તેની જરૂર જોગી ફીલસુફીનો ટુકસાર ઇલ્મેક્ષનુમના જ્ઞાન વડે બતાવવાની કોષેસ કીધી છે જે હાલના અને ભવિષ્યના બાહેર પડનાર જવાન મોબેદી વર્ગ માટે ઉપયોગી થઇ પડશે એમ હુ માનુ છું

આ પુસ્તકને મે મારા બે દાયકા ઉપરના મોબેદી યોજદાથ્રેગીરી લાઇનનાં અનુભવથી બરાબર તપાસ્યું છે અને એમા નવા આતશેબહેરામ બનાવવાને લગતી ક્રીયા લીધી નથી એ અપવાદ સીવાય એ પુસ્તકમા મોબેદોને લગતી લગભગ બધી બાબદો સમાવામા આવી છે અને એમા જે જે પાવ મહેલની ક્રીયાઓનો સમાવેશ કીધો છે તે દરેક ક્રીયાઓ (ફકત દુખમાનો તાણો પુરવાની અને ઇજવાની ક્રીયા સીવાય) મે પોતે જાતે કીપેલી હોવાથી તે ઘણીજ વીગતવાર અને બરાબર છે એમ મને મારા અનુભવથી જણાયુ છે છતા કોઇ એવી ચીજ નઝરચુકથી રહી જવા પામી હોય કે જે સુધાર્યા વિના ચાલો નહિ શકે? તો તેવી ભુલો માટે કોઇ તરફથી ધ્યાન ખેચવાસા આવશે તો બીજી આવૃતીમા તે સુધારવામા આવશે એવી આશા છે

તેમજ અત્રે એક ખુલાસો કરવાની જરૂર છે કે હાલે આપણે ત્યા નાવરયાની ક્રિયા થાય છે તેમા નાવરયાને ત્રીજે દીવસે શીરોજાની ઇજશને કરાવી શીરોજાની બાજ ઇજાવીને દહમ યઝદ વિસપએષાનુ આફ્રેગાન કરાવવામા આવે છે અને તેજ રીતે કર્તાએ આ ચોપડીમાબી લખ્યુ છે પણ હુ સમજી શકતો નથી કે એવો રેવાજ આપણે ત્યા શા કારણોસર પડયો હશે? કારણકે નાવરયાને શીરોજાની ઇજશને કરાવી શીરોજાની બાજ ઇજાવી અને શીરોજાનુજ આફ્રેગાન કરાવી ગીલસીલો ચલાવવાની જરૂર છે માટે એ રેવાજને આપણા ભાઇઓ સુધારશે એવી આશા રાખુ છુ

આ પુસ્તક હમારા સંજાણા ટોળામા કરવામાં આવતી ક્રીયાઓને લગતુજ બાહેર પડે છે, અને તે હમારા માનવત મુરબીઓથી હમોને વશપરપરાના મળતા રહેલા શિક્ષણો, લખાણો, અને દતકથાના આધારેજ તૈયાર કરવામા આવ્યુ છે છતા બીજા ટોળાવાળાઓને બી એ પુસ્તક ઉપયોગી થઇ પડશે એમ હુ આશા રાખુ છુ જો કે બીજા ટોળાવાળાઓમા કીયા કરવામા કેટલેક ફેરફાર આપણને નઝર પડે છે પણ તે શા કારણે અને શુ સજોગો વચ્ચે મોબેદી ટોળામા એ ફેરફારો ચાલુ રહ્યા છે તે આપણે સમજી શકતા નથી પણ એકજ ખુદને અને એકજ ધર્મને માનનારા અને એકજ ધર્મમા બતાવેલી ક્રીયા કરનારા, એકજ મૂળમાથી નિકળેલા આથ્રવન ટોળામા આમ જુદા જુદા વિચારો સાથે જુદી જુદી રીતે ક્રીયા કરવાનુ બી હજી ચાલુ રહે એ આજના જમાનામા આપણને નવાઇ જેવુજ લાગે છે પણ એ બાબદ ઉપર હુ કાંઇબી વધુ લખુ તે કરતા તે ઉપર વિચાર કરવાનુ કામ મારા સમજુ અથોરનાન વર્ગની મુનસફી ઉપર મુકું છુ

હવે છેવટે મારે એટલું તો જણાવવું જોઇએ કે હમારા "ઉનવાલા" કુટુંબે ઉદવાડીયા ટોળાની ઘણી સેવાઓ બજાવી છે તેમા ભાઈ નોશેરવાને આવુ નક્શાઓ સાથનુ મોટુ પુસ્તક લખી તેયાર કરી ઉદવાડયાઓના પહેલ વહેલું પુસ્તક લખનાર તરીકે કીર્તિ વધારી છે અને એને "બઝમે ખાદેમાને ઈરાન શાહએ" ટેકો આપી એક સફાઇદાર પુસ્તક છપાવી બહાર પાડી ઉદવાડયા એથોરનાન ટોળાની ખરી સેવા બજાવી છે

એવીજ રીતે મારા બીજા જવાન ઉદવાડયા ભાઈઓ ભાઈ નોશેરવાનની નકલ કરી આપણી ક્રિયાઓઓ સાથના ઈજશને, વીસપરદ, અને વદીદાદ જેવા જરૂરી પુસ્તકો લખી છપાવી બાહેર પાડવા માટે કોશીષ કરી પોતાના ટોળાની સેવા બજાવશે એવી આશા રાખું છુ અને મારા ગામવાસી ભાઇઓનેથી હું એટલીજ અરજ કરીશ કે, પોતાના ટોળાને લગતા આવા ઉપયોગી પુસ્તકોની એક અથવા વધુ નકલો ખરીદી પોતાને માટે અને પોતાની ભવિષ્યની ઓલાદને માટે તેઓ જાળવી રાખશે અને તેમકરી એવા પુસ્તકો પ્રગટકર્તા ખાતાઓને ઘટતો આશરો અને ઉતેજન આપશે તો પોતાના ટોળા માટે તેઓએ કીધેલી મહેનત તથા ખર્ચેલા પેસાનો બદલો સંપૂર્ણ મળેલો ગણાશે

ઉદવાડા, રોજ ૧૫ મો મહા ૪ થો
સને ૧૨૯૨ યઝદેજરદી
તા ૨૩ મી ડીસેમ્બર ૧૯૨૨ ઇસવી

બહેરામજી જમશેદજી ઉનવાલા



# મારો આથોરનાંન ટોળો.

શુક્ર તે કીરતારનાં ! કે જે તુરમદ દાદા અહુરમજદ સાહેબ કુલ પૈદાયસનો પેદાં કરનાર છે–જે સાહેબ કુલ જેહાંનેનું ભલુ કરી દરેક ખાકી બંદાઓને ભલી મુરાદે પહોચાડે છે–જે પાક યઝદાંન સાહેબનાં નાંમથી આપણે દરેક કાંમોનો આરંભ કરી તેજ પરવરદેગારની બક્ષેસથી તેમાં ફતેહ પામીએ છીએ–તેજ "અહુરા"નાં પવીત્ર નાંમની ગયબી મદદથી આ "પાવ મહેલની કીયાઓ–તેની ખુબીઓ સાથે" નુ પુસ્તક લખી છપાઈને બહાર પડેલું જેવાને આજે હુ ભાગ્યશાળી થયો છુ

પાવ મહેલની કીયાઓ એ આપણાં જરથોસ્તી ધર્મની મોતેબરમાં મોતેબર અને બુલંદ કીયાઓ છે કે જે કીયાઓની મદદથી ગેતીની અને મીનોઈ દુન્યાનો સબંધ જોડી શકાય છે–જે અતિ મહત્વની કીયાઓથી આપણાં ગુજર પાંમેલાં ઉરવાંનોની આપણે રાહબરી કરી તેઓ તરફની ભલી દુવાઓ મેળવી શકીએ છીએ–એટલુ જ નહિ પણ જે બુલંદ કીયાઓનાં પ્રતાપથી આપણા કુલ અથોરનાન ટોળો માંન અને સુખ ભોગવે છે, તેવાં મોતેબર કીયા કામો કરવાનો કબજે ખુદ કુદરત તરફથી આપણા અથોરનાંન ટોળાનેજ મળેલો છે કે જે વર્ગ જરથોસ્તીઓમાં સૈવથી પહેલો શ્રેષ્ઠ અને ચંચળ ગણાય છે તે આપણો અથોરનાંન ટોળો કદીમ જમાંનાઓ થયા પાવ મહેલનો અનેક કીયાઓ અને ભણતરો વીગેરે દીબાચામાં ભાઈ બહેરાંમજીએ જણાવ્યુ છે તેમ પોતાના ઉસ્તાદો અને વડીલો તરફનાં મહોડેનાં સિક્ષણથીજ કરતો હતો એવી કીયાઓ કેમ કરવી તે કદી પણ લખવામાં આવતી હતી નહી પણ હાલનાં જમાનાંમાં આપણી કમનસીબ હાલ હવાલ હાલતને લીધે એ મોહડેનાં બોધની રૂઢી આપણા અથોરનાંન વર્ગમાંથી ભુસાતી ગઈ છે આજે ઉધરતા નવા યોજદાથ્રગર મોબેદોને અસલ માફક મહોડેનુ સિક્ષણ તેઓનાં ઉસ્તાદો યા વાલીઓ તરફથી યા તેવી મદરેસાઓ મારફતેબી મળી શકતુ નથી જેથી તેઓ આપણી રસમોથી તદન બે નસીબ રહી જેમ ગમે તેમ ન

ઘટતી ક્રીયાઓ કરતાં શીખે છે અને એવી ક્રીયાઓ કરવાની બીન વાકેફ ગારીને લીધે આજનો પુરેપુરા અવસ્તા શીખલો આથ્રવન બી ઘણીજ કમનસીબ હાલતમાં મુકાય છે તે સાથ એકજ જાતની ક્રીયા કરનાર આપણો ટોળો હોવા છતાં કેટલીક વખત બીન સમજદારીને લીધે વડોલોનાં કાયદાનો ભેદ નહી સમજી શકવાથી અનક મતફરીઓ ઉતપન કરે છે !

એવાં અનેક કારણો તરફ જોતાં મને એવી ક્રીયાઓને લાયકની એક ચોપડીની જરૂર જણાયાથી મારી પાસે એવી કેટલીક ક્રીયાઓ મે મારે માટે લખેલી હોવાથી, અને બીજા અસલનાં કેટલાંક હસ્ત લેખોનાં લખાણો મેળવી તેની ભાષા અને રચનામાં કેટલોક સુધારો કરી તેમજ બીજી કેટલીક ક્રીયાઓ અને બાબદો મે મારા અનુભવે લખી મોબેદોને લગતી અનેક ક્રીયાઓ અને બાબદો ને લાયકનું એક પુસ્તક લખી મે તૈયાર કર્યું જે "બઝમે ખાદેમાને ઇરાંનશાહ"ની મંડળીને વાજબી લાગ વાથી તેને છપાવી પ્રગટ કરી આજે મારા અથોરનાંન ભાઇઓની સેવામાં રજુ કર્યું છે

એ પુસ્તક માંહે આપણાં મોબેદોને લગતી લગભગ અનેક ક્રીયાઓ અને બાબદોનો સમાવેશ કરવામાં આવ્યો છે પણ નવા આતશ બહેરાંમ બનાવવાની બાબદ હુ એમાં આપી શકયો નથી કારણકે આપણા સણજાનાં ટોળાએ "ઇરાંનશાહ" આતશ બહેરાંમ સીવાય હજી બીજા કોઇબી આતશ બહેરાંમ પરઠવાની ક્રીયા કીધેલી માલમ પડી નથી અને એ ક્રીયાને લગતા આપણાં અસલ હસ્ત લેખો બી હજી કેઠે માલમ પડયા હોય એવુ જણાયુ નથી એટલે તેવી બીનવાકેફગારીને લીધે એ બાબદ મે મારાં પુસ્તકમાં લીધી નથી પણ બીજી અનેક ક્રીયાઓની બાબદો ઘણીજ ખુલાશાવાર ભાષામાં લખવામાં આવી છે એ ઉપરાંત ક્રીયાઓની પાછળ ક્રીયા કરનારને ક્રીયાઓની ફીલસુફીનો કાઇક ખ્યાલ આવે તે માટે કેટલીક ક્રીયાઓની ખુબીનો ટુક સાર આપવાની મે કોશેસ કીધી છે જોકે હુ કાંઇ અવસ્તા અભ્યાસી યા કેળવાયલો ગ્રજ્યુએટ નથી પણ મારા ઇલ્મેક્ષનુમ તેમજ બીજા વાંચણના અભ્યાસથી જે મને વાજબી જણાયુ તે મે ચીતાર્યું છે માટે કદાચ એ મારી સમજદારીમાં ભુલ ચુક હોય તો વાંચનાર સેવકને ક્ષમા કરશે. તેમજ હાલે આપણાં ટોળામાં કેટલાકો કેટ-લીક ક્રીયાઓ જુદી જુદી રીતથી કરે છેતેનુ મુળ કારણ આપણાં કેટલાક

અસલ હસ્ત લેખોમાં લખનારથી થએલી નઝરચુકનુ છે. પણ એવી કેટલીક ક્રીયાઓ માટે મે દરેક ઠેકાણેનાં અસલ હસ્ત લેખો મેળવી તેની પુરતી જુસ્તેજો કરી પછીજ વધુ મતે જે ખરી બાબદ જણાઇ તે લખી છે તે મારા ભાઇઓ વાજબી લેખશે એમ હુ આશા રાખુ છુ

આ ચોપડી ઉદવાડાની "બઝમે ખાદેમાને ઇરાંનશાહ"ની મંડળીને નાંમે છપાવી પ્રગટ કીધી છે પણ એ ચોપડી છપાઇને બહાર પડી ત્યાં સુધીની અનેક જોખમદારીઓ અને મહેનતો અને ખટપટો મેજ કીધી છે. પણ "ઉદવાડા" જેવાં એક ગાંમડાંમા રહી કે જ્યાં છાપખાનાં જેવુ સાધણ નહી, જે ગાંમડાંમાં એક બુક બાઇન્ડર નહી, જે ગાંમડાંમાં એક ફોટો ગ્રાફીક સાધણ નહી, જે ટોળોએ આજ સુધી એવી ચોપડી છપાવી પ્રસીધ કીધેલી નહી તેવી સમજણ વગર, તેવાં અનેક સાધણ વગરનાં ગામડાંમાંથી નકશાઓ સાથેનુ આવુ મોટુ પુસ્તક છપાવી બહાર પાડવુ એની મુસીબતનો ખ્યાલ તો જેઓ આવા પુસ્તકો છપાવી પ્રગટ કર્તા હોય તેઓનેજ આવી શકે ! એટલુ છતાં આવુ મોટું પુસ્તક છપાવીને બહાર પાડ્યુ છે એમાં પુરતી ખત અને કાળજી રાખી "પ્રુફ" ચેક કરવા છતાં કદાચ કોઇને કાંઈ ભુલ ચુક નઝરે પડે, તો તે મહેરબાની કરી હાથે સુધારી ચલાવી લઇ એ પુસ્તકને મારા અથોરનાંન ભાઇઓ વાજબી ટેકો આપી ઉતેજન આપશે એવી આશા છે

આ ચોપડીમાં મને મદદ કરનારાઓનો ઉપકાર માનતાં હુ જણાવીશ કે અવલથી આખર સુધી મદદ કરી મારા વડીલોની કીર્તિ સાથે વિદ્વતા ભરેલો દીબાચો લખી આપનાર મારા માનવત ભાઇ મોબેદ બહેરાંમજી જમશેદજી ઉનવાલાનો હુ મોટો આભારી છુ એવણ એક સ્વતત્ર અને મોબેદીને જેબ આપનાર સાએસ્તા મોબેદ છે અને પોતાનાં મોબેદી ક્રીયા કામ પર ઘણો સારો કાબુ ધરાવે છે ગોયા એવણનાં ગ્રહેજ એવણનાં મોબેદી ધધામાં બળવાન છે અને એ હમારા ઉનવાલા કુટુબમાં વડીલોથી ઉતરી આવેલો વારસો છે એવણનાં મરહુમ મુરબી કાકાજી મોબેદ કરાંમજી દારાબજી ઉનવાલા કે જેવણનું નામ ઉદવાડામાં એક સાએસ્તા અને પહરેજગાર મોબેદ તરીકે જાણીતુ છે જેવણે લગભગ એકસો

ઉપર જેટલી નીરંગદીન જેવી મહાભારત્ ક્રીયાઓ કીધી હતી અને ક્રીયાઓ અને ભણતરે માં ઘણાજ ચુનંદા અને ખબરદાર ઘણાંના હતા તેજ રીતે એ ભાઈ પણ આજે ઉદવાડામા એક સાએસ્તા અને ખબરદાર મોબદ તરીકે જાણીતા છે, એવણના હાથમાંથી આ ચોપડી પહેલાં એક વખત તપાસ અર્થે પસાર થઇ હતી અને એ ભાઇ એ એને પહેલેથી છેવટ સુધી પુર ખતથી તપાસી કેટલાક વાજબી સુધારા સુચવ્યા છે અને છેવટ સુધી કીંમતી મદદો કીધી છે તે માટે આ તકે એ ભાઇનો હુ મોટો ઉપકાર માનુ છુ.

મારા માનવંત મુરબીજી કાકાજી મોબેદો ભીખાજી દીનીઆરજી ઉનવાલાએ પણ આ ચોપડી માટે મને ઉત્તેજણ આપી કેટલીક રૂડી સુચનાઓ બતાવી મને મદદ કીધી છે તેવણનો બી આ તકે ઉપકાર માનવાની રજા લઉ છુ

તેમજ મારા દીલસોજ કઝીન ભાઇ જાગીરજી ભીખાજી ઉનવાલાનો બી હુ મોટો આભારી છુ. એ ભાઇએ બ્લોકસના નકશાઓના કેટલીક મને સમજણ આપી આ ચોપડી માંહેલા નકસાનાં સફાઇદાર બ્લોકસ એ દીલસોજ ભાઇએ બીન હાંસલે જલદી બનાવી આપી બઝમનાં કામમાં મોટી મદદ કરી ઉત્તેજણ આપ્યુ છે તે દીલસોજ ભાઇની એવી હેત ભરી લાગણી માટે બી "બઝમ" મોટી ઉપકારી છે.

હવે છેવટનુ ખતમ કરતાં હુ જણાવાશ કે આપણી ઉદવાડેની "બઝમે ખાદે માને ઇરાંનશાહ' એ આવી એક ધામીંક અને ખાસ પોતાનાં ઉદવાડેના અથોરનાનોને લાભની ચોપડી માટે બઝમને પોતાને ગમે તેવી નાંણાની મુસીબતા છતા પુરતી કાળજી મહેનત અને ખર્ચમાં જરાભી કચાસ રાખ્યા વગર આવુ મોટુ સફાઇદાર પુસ્તક બહાર પાડી ઉદવાડેનાં અથોરનાંન ટોળાની એક મોટી સેવા બજાવી પોતાની પાંચ વર્ષની કીર્તિમા એક મોટુ કામ કરી નામ રાખ્યુ છે એ માટે એ ખાતાનાં ઉમંગી અને ખંતીલા સેક્રેટરી મી ફરાંમરોજ પેસતનજી પટેલ, બી. એ તેમજ મોબેદ ભીખાજી દીનીઆરજી ઉનવાલાને સાબાશી અને માન ઘટે છે કે જેઓની રૂડી સમજણથી આજે "બઝમે ખાદેમાને ઇરાનશાહ" એ આવું મોટુ પુસ્તક પ્રગટ કરવાનુ માંન ધરાવ્યુ છે

હવે છેવટે મારા અથોરનાંન ટોળાને મારી નેક દુવાઓ છે કે મારો અથોરનાંન ટોળો નેક બુદ્ધી પાંમી પોતાને જે મરતબો મળેલો છે તે મરતબાને લાયક નીવડી કુલ જરથોસ્તી ફીરકાનુ ભલુ કરી મહોટાઇની ટોચ પહોંચે.

લી૦ કર્તા નોશેરવાન નવરોજી ઉનવાલા

# શુદ્ધિપત્ર.

## આ ચોપડી માંહે થવા પામેલી ભુલો નીચે મુજબ સુધારી લેવી

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૩ | અહુરમજ | અહુરમજદ |
| ૪ | ૨૭ | રતુજ | રતુશ |
| ૮ | ૧૯ | અણુચટતુ | અણુઘટતુ |
| ૧૦ | ૫ | નહવાડની | નહવાડવાની |
| ૧૬ | ૨૯ | હયા | હમા |
| ૧૭ | ૧૫ | મજદાતયાએ | મજદદાતયાઓ |
| ૧૭ | ૧૬ | અઇવીસરૂમ | અઇવીસરૂથ્રેમ |
| ૧૮ | ૧ | આપીગતો | અપીવતો |
| ૧૯ | ૧૪ | પુથ્રશ | પુથ્ર |
| ૨૧ | ૨૬ | ફ્રસતયએચ | ફ્રસસતયએચ |
| ૪૦ | ૧૮ | માજયદમને | માજદયસને |
| ૭૭ | ૨૮ | માથરેમ | મીથ્રેમ |
| ૭૫ | ૪ | ઘુગરોઇશ | ગરોઇશ |
| ૮૨ | ૧૮ | લખ્યે | લખી |
| ૮૪ | ૨૧ | અષએતીમ | ખષએતીમ |
| ૮૭ | ૧ | રજવ તેમ | રએવ તેમ |
| ૮૯ | ૯ | ફ્રદીન | ફ્રવરદીન |
| ૧૦૦ | ૭ | હો | હોય |
| ૧૦૬ | ૧૮ | માણુસતે | માણુનને |
| ૧૦૬ | ૨૮ | દસદસની | દમદસાની |
| ૧૦૭ | ૨૭ | ત્થા | ત્યા |
| ૧૦૮ | ૨ | સએપેહ | મરઓપેહે |
| ૧૦૯ | ૧૬ | ગમે | કરામે |
| ૧૧૧ | ૩ | નમન | નમન કરી |
| ૧૧૫ | ૧૯ | અષએનામ | અષઓનામ |
| ૧૧૬ | ૧૬ | સુકે | મુકે |
| ૧૪૪ | ૨૯ | પેલાન | પેલાના |
| ૧૫૩ | ૨૪ | આર્તશ | આતર્શ |
| ૧૫૯ | ૩૧ | જોઇ | જોઈએ |
| ૧૬૦ | ૩ | વીદવાએ | વીદવાઓ |
| ૧૬૩ | ૧૮ | ક્રસ્તુય હુમતખીઅસચા | ફ્રેરસ્તુય હુમ તોઈબ્યસચા |
| ૧૭૧ | ૨૧ | નીસલી | નીચલી |
| ૧૮૨ | ૯ | સુજબ | મુજબ |





| | પાનુ. |
|---|---|
| બરસ્નુમ ગાહનીની રચના . .... | ૧ |
| બરસ્નુમ દેવાની વીગત .. .... ... | ૨ |
| બરસ્નુમ દેવાની ક્રીયાની ખુબી . .. . | ૭ |
| બરસ્નુમ વાલાને નવશો નહવાડવાની વીગત . .. | ૮ |
| નવસો નહવાડવાની ક્રીયાની ખુબી .... | ૧૦ |
| બાજ માટે તૈયાર કરવા અને કલસીઓ પાવ કરવાની બીના .... | ૧૦ |
| બરશમ બાધવાની ક્રીયા .... | ૧૧ |
| ઘર આગળ બાજ ઇજવાની સમજ | ૧૩ |
| બાંધેલી બરશમે કેટલી બાજ ઇજી શકાય તેની સમજ | ૧૩ |
| બાજના દરૂન માડવાની વીગત .. | ૧૪ |
| બાજ ધરણાની સમજણુ | ૧૪ |
| બાજ ધરણું . | ૧૫ |
| બાજ ધરણાની ખુબી .. .. | ૪૧ |
| પાચતાબેની ખુબ . .... | ૪૨ |
| સાતે હમકારાની ખષનુમન . | ૪૩ |
| ગાથાના દીવસોમા ખુબ કરવાની ખષનુમન .. .... | ૫૧ |
| દરૂનની ચાસણી કરવાની વીગત .... | ૫૨ |
| ચાસણી કરવાનુ કારણુ ... | ૫૪ |
| બાજ અહુરમજદ રોજની ... ... | ૫૪ |
| બાજ ઈજવાની વીગત .. | ૫૯ |
| બાજ બહમન રોજની . . | ૫૯ |
| બાજ અરદી બહેસ્ત રોજની .. ... | ૬૦ |
| બાજ સહેરેવર રોજની .. | ૬૦ |
| બાજ સ પદાદ રોજની ... ... | ૬૧ |
| બાજ ખુરદાદ રોજની .. ... | ૬૧ |
| બાજ અમરદાદ રોજની ... ... | ૬૧ |
| બાજ દેપાદર રોજની | ૬૨ |
| બાજ આદર રોજની .. | ૬૨ |
| બાજ આવા રોજની .. .... | ૬૩ |

બાજ ખુરશેદ રોજની ... ૬૪
બાજ મહોર રોજની ... ૬૪
બાજ તીર રોજની ... ૬૫
બાજ ગોશ રોજની ... ૬૫
બાજ દપમહેર રોજની ... ૬૬
બાજ મહેર રોજની ... ૬૬
બાજ સરોસ રોજની ... ૬૬
બાજ રષને રોજની ... ૬૭
બાજ ફ્રરવદીન રોજની ... ૬૭
બાજ બહેરામ રોજની ... ૬૭
બાજ રામ રોજની ... ૬૮
બાજ ગુવાદ રોજની ... ૬૮
બાજ દેપદીન રોજની ... ૬૯
બાજ દીન રોજની ... ૬૯
બાજ અસીશ ગ રોજની ... ૬૯
બાજ આસ્તાદ રોજની ... ૭૦
બાજ આસમાન રોજની ... ૭૦
બાજ જમીઆદ રોજની ... ૭૦
બાજ મારેસપ દ રોજની ... ૭૧
બાજ અનેરાન રોજની ... ૭૨
બાજ બેરેજોદ યઝદની ... ૭૨
બાજ હોમ યઝદની ... ૭૨
બાજ દહેમ યઝદની ... ૭૩
બાજ અરદાફ્રરવષની ... ૭૩
બાજ ગહમ્બારની ... ૭૪
બાજ સીરોજાની ... ૭૪
સીરોજા બાજનો ખુલાસો ... ૭૯
બાજ ગાથાની ... ૮૬
બાજ રપીથ્વનની ... ૮૦
બાજ રૂવાનની ચેહારમની રાતની ... ૮૦
બાજ જી હેરવાનની ચેહરામની રાતની ... ૮૨
બાજ હપત અમષાસપ દની ... ૮૩
બાજ અવરદાદ સાલ ગાહની ... ૮૫
બાજ દીન માથરેની ... ૮૬

આજ વન્નત યઝદની ... ૮૭
આજ વનોત કાશવાની ૮૮
આજ ખુરદાદ સાલની .... .... ... ૮૯
આજ અહેમનન્આનના જશનની ... ૯૦
આજ આદરાનના જશનની .. .. ૯૦
આજ આવા ગાનના જશનની . . ૯૦
આજ તીરીઆનના જશનની .... . .... ૯૦
આજ મહેરગાનના જશનની .. . ૯૦
આજ ફ્રવદીઆનના જશનની . .... .... ૯૧
આજ જરતોશ્તના દીશાની .. . .. ૯૧
આજ પ થ યઝદની .. .... ૯૧
આજ હપતોરંગ યઝદની .... . .. ૯૨
આજ અગેરરશની ... . ૯૩
આજ નેરીઓશંગ યઝદની .... ૯૨
આજ વરીયાવમા માર્યો ગયલાની .... ૯૩
આજ હોમાજીની .. ... ૯૩
આજ નાવરયાને પહેલે દીવસે ઇજાવાની ૯૩
આજ નાવરયાને બીજે દીવસે ઇજાવાની .... . ૯૬
આજ નાવરયાને ત્રીજે દીવસે ઇજાવાની .... . ... ૯૭
આજ નાવરયાને ચોથે દીવસે ઇજાવાની .. .... ૯૭
આજ ઉપર લાગવા વિષે ... ૯૭
ગંમ્બારની પાવી ઇજવાની વીગત .. ... ૯૯
ગંમ્બારની પાવી પઢવાની વીગત . ... ૧૦૦
સઓન બાજ ઇજવાની ક્રીયા . .. ૧૦૧
નવી ગેહાન ઇજવાની ક્રીયા .... ૧૦૪
શીશીઓ તથા નહાન નહવાડવાની બીના .... . ... ૧૦૪
રીમન નહવાડવાની બીના .. . ... ૧૦૬
જીવામ લેવાની ક્રીયા ... .. ... . ૧૦૯
મોટુ પરગણુ કરવાની ક્રીયા .... ૧૧૦
પરગણુ તથા ઇજશને વદીદાદ બેસવાના નીયમો ... . ૧૧૮
હમાઓશ્તના ફ્રેસ્તાઓના નામો અને તેની હકીકત .... .... ૧૨૧
નાવર કરવાની ક્રીયા . . .... .. ૧૧૯

જી દેરવાન કરવાની ક્રીયા . .. .... ૧૨૨
ગેતી ખરીદ કરવાની ક્રીયા ... .... .... ૧૨૪
નીરંગદીન કરવાની બીના . . ... ૧૨૫
નીરંગદીનની ક્રીયાની ખુબી .. .. . ૧૩૧
નવો વરસીયો ઇજવાની ક્રીયા ... .... ૧૩૩
વરસયાની ક્રીયાની ખુબી .... . ૧૪૧
હોમસલી પાવ કરવાની બીના .... . ... ૧૪૩
હોમસલીનો ખુલાશો .... .... .. .... ૧૪૫
નવા આદરાન પરઠવાની ક્રીયા ... .... ... ૧૪૬
આદરાન પરઠવાનુ કારણુ અને ખુબી .... . ... ૧૫૦
આતશ બહેરામની બોય દેવાની વીગત . . ૧૫૧
માચી ચઢાવી બોય દેવાનુ કારણુ અને ખુબી ... ૧૫૬
આતશ બહેરામની ભષમ કાઢવાની બીના .. ૧૫૮
ભષમની ખુબી .... .... . ૧૬૦
સચકાર કરવાની ક્રીયા .... . .. ૧૬૨
સચકારની ખુબી અને ખુલાશો . . ... . ૧૬૪
નવજોતની ક્રીયા . . . ૧૬૭
નવજોત ક્રીયાની ઓતેબરી .... ૧૬૯
ભોય કરવાના કારણો અને તેને પવીત્ર કરવાની ક્રીયા . ૧૭૧
ઉઠમણામા પઢાતા સોસ અને તેનુ કારણુ .. ૧૭૩
લગન પત્રી લખવાની રીત ૧૭૬
લગનનો ફોર્મ બનાવવાની રીત ૧૭૮
લગનના પહેલવી આશીરવાદોમા ફારસીમા પઢાતા સાલોની યાદી ૧૩૪૫ સુધી ૧૭૬
દખમાનો તાણો પુરવાની ક્રીયા ... ... ૧૭૮
દખમુ તથા અંદરની પાવીઓ વીગેરે બાધવાની બીના . .... ૧૮૩
દખમુ ઇજવાની ક્રીયા . .... ૧૮૪
તાણો પુરવાનુ કારણુ અને તેની ખુબી ... . . .. ૧૮૫
ગુજરનારની પહેલા આખા વર્ષની ઘટતી ક્રીયાઓ . ૧૮૮
નાના બચ્ચાની ક્રીયા .. ... .... .. ૧૯૧
આફ્રેગાનના કરદા કરવાનો અસલ કાયદો .. .. ૧૯૧
નવુ ઘર ઇજવાની ક્રીયા . .... ... . ૧૯૨

# પાવ મહેલની કીયાઓ તેની ખુબીઓ સાથે.

## બરશ્નુમ ગાહની રચના.

"બરશ્નુમ ગાહ"ની જગ્યા નવ વામ લાબી તથા નવ *વામ પહોળી જોઇએ અને અલાયધી જોઇએ એવી જગ્યા પસદ કરી તેની ફરતેથી "ગાહી" યાને પાવી કહાઢી બરશ્નુમ ગાહની જગ્યા બનાવવી અને પછી તેમા બરાબર વચમા પશ્ચિમથી પુર્વ તરફ એક લાબી હારમા "પાહડયા" યાને પત્થરા ગોઠવવા. તે એવી રીતે કે પહેલા પશ્ચિમથી ત્રણ આવી રીતે ∴ ગોઠવવા તેની આગળ પાચ આવી રીતે ⁙ ગોઠવવા અને પછી પાછા પાચની આગળ ત્રણ અને ત્રણની આગળ પાછા પાચ એમ ગોઠવવા ઉપર મુજબ પશ્ચિમથી પુર્વ સુધી ત્રણ ત્રણ પત્થરના અગીયાર "પહાડયા" અને પાચ પાચ પત્થરના દશ "પહાડયા" ગોઠવવા અને આખા બરસ્નુમ ગાહમા રેતી પાથરવી બરસ્નુમ ગાહની પાવીની બહાર નીરગદીન પીવા બેસાય તેવી જુદી પાવી બરશ્નુમ ગાહની ઉતર દીસાએ કાઢવી અને દક્ષીણ દીસા તરફ એક બીજી પાવી મોબેદે આવનો ધક્કો દીલ પર ઓતવા માટે જુદી કાઢવી એ રીતે બરસ્નુમ ગાહ તૈયાર કરવો !

"પહડયા" ગોઠવવા માટે ઘણા મોટા પત્થરાની જરૂર નથી ફક્ત પાચ પાચના "પહાડયા" ગોઠવે ત્યા એક એકો વચમા મોટો પથર મુકવાની જરૂર છે કારણ કે પાચ પથરાવાલા "પાહડયા" બેશવા માટેના છે તેથી બેસવાનો એક મોટો પથરો રાખવો બાકીના બીજા બધા ગણતરી માટે નાનાજ હોવા ! !

વધુ માટે નકશો જુઓ

---

* એક માણસ ઘણો લાંબો નહી તેમજ ઘણો ટુંકો નહી જે માપકસરનો હોય તેના બેઉ હાથ ઉચા કરતા જે લબાઈ આવે તેને વામ કહે છે

## બરશ્નુમ દેવાની વીગત.

પ્રથમ બે મીનો નાવરની મોટી બુબવાલા મોબેદો નીચે મુજબ "આલાત" લઈ બરશ્નુમ ગાહમા જાય

| | |
|---|---|
| ૧–નીરંગ દીનનો સીસો ૧) | ૫–ચમચો બાધેલી નાની નવગરેહ ૧) |
| ૨–દશ દશાનો સીસો ૧) | ૬–ખીલો જડેલી મોટી નવગરેહ ૧) |
| ૩–આવનુ કુપલુ ૧) | ૭–દાડમની પાતરી |
| ૪–ભષમની દાબડી ૧) | |

ઉપર મુજબ બધું લઇને જાય અને "પાહડયા"ની દક્ષીણુ બાજુએ રેતીમા પાવી કાઢી તેમા એ બધો "આલાત" મુકે પછી એક કલશીઓ અને ચોખ્ખા પાણીના બે કાહરના આલાતની પાસે પાવીમા મુકે તથા બે કુલીઆ મુકે–પછી એક મોબેદ કુસ્તી કરી કારણા તથા કલશીઓ પાવ કરે પછી બેઉ કુલીઆ પાવ કરે, અને ખુશાક (કોરડા) કરે અને પછી એક પુલીઆમા જરાક નીરંગદીન કાઢે અને તેમા જરાક દાબડીમાથી ભષમ નાખે બીજુ પુલીઉ પાવીમા પાવજ એક બાજુથી રહેવા દે પછી નાન દેનારો મોબેદ નાહવાની પાવીમા જઇ **ખષનઓથર અહુરહે મજદાઓ અષેમ વોહુ** (૧) પઢી પાગરી પદાન અને ઇજાર સાથેજ બધા કપડા કાઢે–પછી પેલો બીજો મોબેદ આવની શીશીમાથી જરાક આવ કલશીયામા એક કતરો નામે અને શીશી બાધી દે અને તે કલશીઆમાનુ પાણી જરા જરા બેઉ કારણામા નામે પછી એક કારણુ કપડા કાઢીને બેઠેલા મોબેદની પાવીમા લઇ જઇને તેના કપડા પર જરાક એક કતરો આવ નામી કારણુ ત્યા પત્થરની ઉપર મુકે પછી પેલો તે કારણુ લઈને દીલ પર ત્રણ વાર પાણી ઓતીને નાહે પછી દીલ નુછી ઇજાર પાગડી સાથના કહાડી મુકેલા કપડા પહેડે અને પદાન નીચુજ બાધેલું રાખે ઉચકે નહી પછી બાધ પર કુસ્તી મુકી **કુએમના મજદાથી** પઢી કુસ્તી કરે

તે નાહે તેટલે પેલો બીજો મોબેદ બરશ્નુમ લેનારના કપડા લઈ જઇને કારણા કલશીયા મુકેલા છે તેની પાસે એક પાવી કાઢી મુકે પછી બરશ્નુમ લેનારને જે ખોરૂ પીવાની અલાયદી પાવી હોય ત્યા બેશાડી **અમષે સપેનતની** મોટી બાજ ધરાવે અને પાતરી ચવાડી ખોરૂ (નીરંગદીન) કે જે કુલીઆમા અગાઉથી કહાડી મુકી છે, તે લાવીને બાજમા **ઇન ખુરમ–ઇન પાકીએ તન બયોજદાથીએ રવાન મરા** પઢાવીને પાએ પછી ખોરૂ પીનાર બાજ મુકી કુસ્તી કરે અને પતેત પશેમાની કરે

હવે પેલો મોબેદ કે જે નાહુયો છે તે પદાન નીચુજ રાખી પાછી પાદી આબ કુસ્તી કરે પછી નાની મોટી બેઉ નવગ્રેહ લઇ પશ્ચિમ દીસા તરફના પહેલ્લા પાચ પત્થરવાલા પહાડયા પર મોટી નવગ્રેહ ડાહબા હાથમા ઉભી ધરી જમના હાથે નાની નવગ્રેહ તીર કામઠાની માફક આડી ધરે. પછી મહોડેથી પરગરટ પઢે- **ખષનઓથર અહુરહે મજદાઓ અષેમવોહુ (૧) યથા અહુવઇરયો (૫)** પઢે પછી બાજમા પઢે **બદસ્તુરી-એ-દાદાર અહુરમજદ, બદસ્તુરી-એ અમષાસપંદ-બદસ્તુરી એ સરોશ અષો બદસ્તુરી-એ જરતોસ્ત સ્પી- તમાન બદસ્તુરીએ આદરબાદ મારેસંપદ બદસ્તુરી-એ** (ફલાન) જે દસ્તુર હોય તેને બરશનુમ હોય તો તેનુ નામ લેવુ **બાસદ** જો દસ્તુર નહી હોય તો **આ જમાને બુદ** બાસદ એમ પઢે પછી મહોડે પરગરટ પઢે **અષેમ વોહુ (૩) ફ્રવરાને મજદયશનો જરથુશતરીસ વીદએવો અહુર તકએષો** (જે ગેહ હોય તે પહડે) **ફ્રસશતયએચ સરઓષહે અષયેહે તખમહે તનુંમાંથ- રહે દરષીદરઓષઆહુઇરયેહે ખષનઓથર. યસનાઇચ વહુમાઇચ. ખષન- ઓ થ્રાઇચ ફ્રસસતયએચ યથા અહુવઈરયો જઓતા ફ્રામે મરૂતે અથા રતુશ અષાતચીત હચ ફ્રરા અષવ વોદવાઓ સરઓતુ-અષેમ** પઢતા મોટી નવગ્રે પત્થર પર ઠોકે પછી નાની નવગ્રેહ નીચે મુકી દઇ મોટી નવગ્રેહ હાથમા પકડી બરશનુમ ગાહની આસપાસની મોટી પાવીની અદર વાવ્ય ખૂણા ભણીથી કશ ખેંચતો યાને પાવીની અદર નવગ્રેહ ફેરવતો **યથા અહુવઇરયો** ૪) પઢતો આખી પાવીમા નવગ્રેહ ફેરવી કશ ખેચે પછી તેજ નવગ્રેહથી પહાડયા આગળ આવી નીચે પ્રમાણે કશ કહાડે

પહેલા પશ્ચિમ દીસા તરફથી પહેલુ ત્રણ પત્થરવાલુ એક પહાડયુ કાઢી નાખી તે પછીના પાચ પાચના ત્રણ પહારયાની આસપાસ ત્રણ **યથા યહુવઇરયો** પઢતા ત્રણ કશ નવગ્રેહ કરી ખેચે દરેક કશ ખેચતા એક એક **યથા અહુવઈરયો** પઢે પછી બીજા પાચ પાચના ત્રણ પાહડયા પહેલેના પાચવાલા ત્રણ પાહડયાની સાથે લઇ છએ પહાડયાની આસપાસ ત્રણ **યથા અહુવઇરયો** પઢતા ત્રણ કશ ખેચે પછી બાકી પાચ પાચના પહાડયા સાથે લઈ પહેલેના છબીસાથે લઇ દશે દશ પાહડયાની આસપાસ ત્રણ **યથા અહુવરયો** પઢતા ત્રણ કશ ખેચે પછી પશ્ચિમ તરફથી પાચ પાચ પત્થર વાલા ત્રણ પહાડયા રહેવા દઇ વચમાના ત્રણ પાચ પાચ પત્થર વાલા પહાડયાની આસપાસ ત્રણ **યથા અહુ વઇરયો** પઢતા ત્રણ કશ ખેંચે. પછી તે કશ ખેચનાર મોબેદ પશ્ચિમ દીસા તરફના પહેલા

પાચવાલા પહાડયાની ઉપર પહેલાની માફક નાની મોટી નવગ્રેહ પકડી નીચે મુજબ બાજમા પહડે **સરોશ અષોતગીતન ફરમાંન શેકફ્ત જીન, જીન અવજાર, સાલારે દાંમાને અહુરમજ બેરસાદ એદુનબાદ** પરગરટપઢે **યથાઅહુવઇરિયો (૨) યસનેમચ વહ મેમચ અઓજસચ જવરેચ આફ્રાનાંમી સરઓષહે અષયેહે તખમહેતનુ માંથરહે દરષીદરઓશ આહુરયો હે અષેમવો હુ** (૧) એટલુ પઢી નવગ્રેહ મુકી દઇ જ્યા આલાત મુકેલો છે ત્યા પાવીમા જઇ જે પાવ પુલીઉ ત્યા રાખેલુ છે તેમા શીસામાથી દશ દસો કહાડે.

પછી બરસ્નુમ લેનાર પાવીની બહાર બીજી પાવીમા ઉભો રહી દાહબે હાથે સદરાનુ ગેરેબાન પકડી નીચે મુજબ બાજ લીએ

**બનામે યજદે બક્ષાયંદે બક્ષાયજગર મેહેરબાન દાદગરે દાદાર ખષનઓથર અહુરહે મજદાઓ અષેમવોહુ** (૧) પઢે પછી બાજમા પઢે **હુમત હુખત હુઅરસ્ત હુ મનસને હુ ગવસને હુકુનસને** જો જ દેહરવાનનુ બરસ્નુમ લીએ તો એમ પઢવુ **નામ ચીસ્તી જીદેહરવાન** (ફલાનાનું) **તન પાક કરૂં** જો અનો શેહરવાનનુ બરસ્નુમલીએ તો એમ પઢવુ **નામ ચીસ્તી અનોશહેરોઆંનરવાની** (ફલાનાનુ) **રેઆન પાક કરૂં** જો જે ખુદ પોતાનું બરસ્નુમ લીએ તો એમ પઢવુ **હું મારૂં તન પાક કરૂંચ**

એ રીતે જે નામે બરસ્નુમ લેવુ હોય તેમ પઢી પછી મુગે મહોડે બરસ્નુમ ગાહના પાહડયા આગળ જાય અને ત્યા થોડેક દુરથી રૂમાલ પાથરી દીલમાના સઘળા કપડા કાહાડી રૂમાલમા બાધી એક બાજુ મુકી પછી પશ્ચિમ દીસા તરફના પહેલા પાચ પત્થરવાલા પાહાડયા પર માથા ઉપર બેઉ હાથ મુકી બેસે, પછી પેલો કશ કહાડનાર મોબેદ નાની નવગ્રેહ લઇ તે નવગ્રેનો ધાતુનો ચમચો તેના માથા પર મુકી પછી બેઉ જણા સાથે મોહડેથી પરગટ પઢે **અષેમ વોહુ** (૩) **ફ્રવરાને મજદયસનો જદથુસતરીશ વીદએવો અહુરતકએષો** (જે ગેહ હોય તે પઢે) **ફ્રસસતયએચ સરઓષહે અષયેહે તંખમહે તનુ માથરહે દરષી દરઓષ આહુઇરયેહે ખષનઓથર યસનાઇચ વહમાઇચ ખષનઓથરાઇચ ફ્રસસતયએચ યથા અહુવઇરયો જઓતા ફરામે મરૂતે અથા રતુજ અષાતચીત હચ ફરા અષવ વીદવાઓ મરઓતુ અહુનેમ વઇરીમ તનુમપાઇતી** (વાર ૩ પઢે) **યથા અહુવઇરયો (૧) કે મનાં મજદા૦** (જાવત) **આસતવઇંતીશ અષહે** એટલુ પઢી મુગા રહે પછી પેલો મોબેદ પુલીઆમાથી જરા દશદશો નવગ્રેહમા લઇ નવગ્રેહથી પેલાના હાથ પર



બરશીગાહમા કશ ખેચસાનો નકશો
પુર્વ દીસા
૧૦મુ આબ ૩ વાર
૯મુ આબ બે વાર
૮મુ આબ ૧લા વાર
૭મુ રેતી ૧૫ વાર
૬ઠુ નીરંગ છઠી વાર
૫મુ નીરંગ પાંચમી વાર
૪થુ નીરંગ ચોથી વાર
૩જુ નીરંગ ત્રીજુ વાર
૨જુ નીરંગ બીજુ વાર
૧લુ નીરંગ પહેલુ વાર
કપડા
કેરાણા કલશીઆ
કુપલા
ઉતરીલઈને મોઢે ઊભો રહે
પશ્ચમ દીસા
દખણ દીસા
ઉતર દીસા

નાખે. પુલીઉ પાછુ પાવીમા મુકે પછી બરશ્નુમ લેનાર પોતાના હાથમાનો દશ-દશો પોતાના આખા શરીરે ચોપડે પેલો બીજો મોબેદ કુતરો લઇને દાહબી બાજુએ પાસેથી ઉભો રહે હવે પેલો મોબેદ દશદસો આપી **કેમના મજદા૦ આસતવદતીશ** અષહે સુધી એખલો પઢી જાય પછી પેલો બરસ્નુમ લેનાર મહોડેથી **નેમસચા યા આરમઈતીશઇજાચા** મોબેદની સાથે પઢે અને પઢતા પોતાનો જમનો હાથ કુતરાના દાહબા કાનને લગાડે અને પેલો મોબેદ બી **નેમસચા યા આરમઇતીશ ઈજાચા** પઢતા મોટી નવગ્રેહ લઇને પાસેના બીજા પહાડયા પર ઠોકે એટલે પેલો બરસ્નુમ લેનાર તે બીજા પહાડયા પર જઈ બેસે પેલો જે કુતરાના કાનને હાથ લગાડે તે અતરગ રાખે પછી પાછો પેલો મોબેદ કુલીઆમાથી જરા દસદસો લઇ નવગ્રેહથી પેલાના હાથમા બે વાર નાખે એટલે પેલો પહેલાની માફક આખા શરીરે ચોપડે અને પેલો મોબેદ પહેલાની માફક **કેમનાંમજદા૦ આસતવદતીશ** અષહે સુધી પઢી જાય પેલો નીરગ ચોપડી **નેમસ્ચા યા આરમઈતીશ ઈજાચા** મોબેદની સાથે પઢતા ઉપર મુજબ કુતારાના દાહબા કાનને હાથ લગાડે અને મોબેદ **નેમસચાયા આરમઇતીશ ઇજાચા** તેની સાથે પઢતા મોટી નવગ્રેહ પાસેના ત્રીજા પહાડયા પર ઠોકે એટલે પેલો ત્રીજા પહાડયા પર જઇ બેસે પછી પેલો મોબેદ તેને પુલીઆમાથી ઉપરની માફક દસદસો ત્રણ વાર આપે અને સઘળુ ઉપર માફક પઢી ઉપર માફક કરે પછી ચોથા પહાડયા પર નવગ્રેહ ઠોકે એટલે પેલો ત્યા આવી બેસે ત્યાબી એજ પ્રમાણે પઢી ચાર વાર દશદસો આપી ઉપર મુજબ બધુ કરે અને પઢે પછી છઠ્ઠા પાહડયા પર છ વાર દશદસો આપી એજ પ્રમાણે કરે અને પઢે.

પછી પેલો સાતમા પાહડયા પર આવી બેસે ત્યા તેને પેલો મોબેદ નાની નવગ્રેહ કરી ૨૧ વખત વેકરી યાને રેતી આપે અને તે દરેક વખતે તે લઇને આખે શરીરે લગાડે. પછી પેલો મોબેદ **અહુનેમ વઇરીમ તનુમ પાઇતી** (ત્રણ વાર પઢે) **યથા અહુવઇરયો (૧) કેમનાંમજદા૦ અસતવઇતીશ** અષેહે સુધી પઢી જાય પેલો બરસ્નુમ લેનાર કુતરાના કાનને ઉપર પ્રમાણે હાથ લગાડતો **નેમસચા યા આરમ ઇતીશ ઇજાચા** મોબેદની સાથે પઢે અને પેલો મોબેદ પાસેના આઠમા પહાડયા પર નવગ્રેહ ઠોકે એટલે પેલો ત્યા જઇને બેસે કુતરાના કાનને લગાડેલો હાથ દરેક વખતે અતરગજ રાખે

પછી પેલો મોબેદ કારણામાથી કુલીઉ જરા પાવજ ધોઇને આવ યાને પાણી લાવી નવગ્રેહથી પેલાના હાથ પર નાખે તે લઇ પેલો આખા શરીરે ચોપડે મોબેદ **અહુનેમવઇરીમ તનુમપાઈતી** (૩) વાર પઢે **યથાઅહુ વઇરયો કેમનામજદા૦ અસત-**

**વઇતીશ અષહે નેમસચા** યા **આરમઇતીશ ઈજાચા** સુધી પઢે અને નવમા પહા-ડયા પર નવગ્રેહ ઠોકે એટલે પેલો **નેમસચા યા આરમઇતીશ ઈજાચા** પઢતા કુતરાના કાનને હાથ લગાડી નવમા પાહડયા પગ આવી બેસે પેલો મોબેદ પાછુ તેને બેવાર આવ આપે તે આખા શરીરે ચોપડે મોબેદ **અહુનેમ વઈરીમ તનુમ પાઇતી** (૩ વ ૨ પઢે) **યથા અહુવઈર્યો** (૧) કેમનાં જમદા૦ **અસતવઇતીશ અષહે નેમસચા યા આરમઈતીશઈજાચા** સુધી પઢી તેજ નવમા પાહડયા પર નવગ્રેહ ઠોકે પેલો **નેમસચા યા આરમઇતીશ ઈજાચા** પઢતા કુતરાના કાનને હાથ લગાડે અને ત્યાજ તે પાહડયા પર બેસી રહે મોબેદ તેને પાછુ ૩ વાર આવ આપે અને ઉપર મુજબ **અહુનેમ વઈરીમથી** સઘળુ પઢી જાય અને પેલો આવ આખા શરીરે ચોપડી **નેમસચા યા આરમઇતીશઇજાચા** પઢતા કુતરાના કાનને હાથ લગાડે અને મોબેદ દશમા પાહડયા પગ નવગ્રેહ ઠોકે એટલે પેલો દશમા પાહડયા પર આવી બેસે પછી પેલો મોબેદ નવગ્રેહ કરી ૪ વાર આવ આપે અને ઉપર મુજબ **અહુનેમ વઈરીમથી** પઢે અને તેજ પાહડયા પર નવગ્રેહ ઠોકે અને પેલો **નેમસચા યા આરમઇતીશ ઈજાચા** પઢતા કુતરાના કાનને હાથ લગાડી ત્યાજ તે પાહડયા પર બેસે. એ પ્રમાણે દશમા પાહડયા પર બીજી વખતે એજ પ્રમાણે સઘળુ પઢી અને કરીને પાચ વાર આવ (પાણી) આપે અને પાછુ ત્રીજી વખત પણ એજ રીતે ૭ વાર આવ આપે એરીતે દશમા પાહડયા પર ત્રણ વખત ઉપર મુજબ પઢી અને ક્રીયા કરી આવ આપે

હવે પેલો મોબેદ પાણીના કારણા પાસે જઇ તેમાથી કુલીઉ ભરી ત્યાજ પાવીમા મુકે અને તે મોબેદ તે પાણીનુ કારણુ લઇ બરશ્નુમ લેનારના આગ પર ત્રણ મરતબે નામે એટલે પેલો આખુ શરીર ચોળીને નાહે=પછી પેલો મોબેદ **અહુનેમ વઇરીમ**૦થી ઉપર મુજબ **નેમસચા યા આરમઇતીશ ઇજાચા** સુધી પઢે અને તેજ દશમા પહાડયા પર નવગ્રેહ ઠોકે એટલે પેલો **નેમસચા યા આરમઇતીશ ઇજાચા** પઢતા કુતરાના કાનને હાથ લગાડી હાથ અતરગ રાખી ત્યાજ બેસે પછી પેલો મોબેદ પેલા પાવીમાના પુલીઆમાથી નવગ્રેહ કરી પેલાના પહેડવાના કપડા પર જરા આવ નાખે અને કુલીઆમાનુ બાકી આવ નવગ્રેહ કરી પેલાના અતરગ હાથ પર નામે પછી પેલાના કપડા તેની પાસે લાવી મુકે તે દીલ નુછી કપડા પહેડે કપડા બરાબર જોઇને સવળા પહેડે પછી પાગરી પહેડી ખાધ ઉપર કુસ્તી મુકી જામો પહેરી જામાની બાયે હાથ પર ચઢાવે નહી પછી જામાની જમની ચારનો છેડો દાહળી ખાધ પર નાખે પછી પેલો મોબેદ નાની મોટી બેઉ નવગ્રેહ લઇ પહેલાની માફક મોટી ઉભી ને નાની આડી પકડી નવગ્રેહનો

ચમચો પેલો બરશ્નુમ લેનાર પોતાના બેઉ હાથમા જામાની બાયે સાથેજ પકડી બેઉ જણા સાથે મહોડેથી એટલે પરગટ પઢે નેમસચા યા આરમઇતીશઇજાચા (વાર ૩ પઢે) યથા અહુવઇરયો (૨) યસનેમચ વહેમેમચ અઓજસચ જવરેચ આફ્રીનાંમી સરઓષહે અષયેહે તખમહેતનું માથરહે દરષી દરઓષ આહુઇરયેહે અષેમવોહુ (૧) હમાઇરઓશચ૦ હજંઘરેમ૦ જસ-મેઅવંઘહેમજદ૦ કેરફેહમોજદ૦ સુધી પઢી જાય પછી બરશ્નુમ દેનાર મોબેદ પેલાને જેમ નવગ્રેહ પકડેલી છે તેમ પકડી રાખી નીચે મુજબ પઢાવે.

જદહ નસસ વ પાકીએતન–અસહી રવાંન–અષોતન પાક–સગ-અષો હેરબત પાક–જદહ નસસ વ પાકીએતન અસહી રવાંન અષોતન-પાક સગઅષો હેરબત પાક–જદહ નસસ વ પાકીએતન અસહી રવાંન અષોતન પાક સગઅષો હેરબત પાક સગઅષો હેરબત પાક–સગઅષો હેરબત પાક એટલુ પઢી બેઉ જણા બાજમા હમાજોર હમાસો બેદહેરજી સાદજી પઢી અહુરમજદ ખોદાએ થી પઢી કુસ્તી કરે એટલે બરશ્નુમ દેવાઈ ચુકુ

---

## બરસ્નુમ દેવાની ક્રીયાની ખુબી

ઉપલી બરસ્નુમ દેવાની જરથોસ્તી ધર્મ ક્રીયાની ખરી સાયન્ટીફ઼ીક ખુબી આજનો એક સાધારણ સાઈન્સ સમજનાર પણ જોઇ શકશે કે એક આશ્રવનને ખરી અષોઇના તબક્કાએ પુગવાને માટે બરસ્નુમ લેવાની ક્રીયા એક પહેલુ અને શ્રેષ્ટમા શ્રેષ્ટ મોતેબર પગથીઉ છે અને તેજ રીતે આપણા ન્યાગાનો એ ક્રીયાઓ એના સાયન્ટીફ઼ીક કાયદાઓ અને રીતોથી પુર ગભીરાઇ અને અષોઇ સાથ કરતા આવ્યા છે

એક યોજદાથ્રેગર મોબેદને યોજદાથ્રેગરીની ક્રીયાઓ કરવા માટે પહેલાં બરસ્નુમ લેવાની ખાસ જરૂર છે બરસ્નુમ વગર તેનાથી પાવ મહેલની ક્રીયાઓ થઇ શકતી નથી કારણ કે આપણુ દરેક માણસના ખોરેહમા એક મેક ના સમા-ગમથી કુદરતીજ કાયદે એકમેકનુ ખોરેહ ખેચવાની ગતી energy છે પછી તે પવીત્ર હોય યા અપવીત્ર હોય પણ દરેકમા અનદીઠ રીતે એકમેકની અને બહારની આલુગગી પેવશ થાય છે માટે એક તેવી હાલતમાજ યાને બરસ્નુમ વગર એક મોબેદ કાઈબી ક્રીયા કરે તો તે ફ઼ુવાનો માટે ક્રીયાની કાઇબી અસર ઉપજાવી શકે નહી માટે તેને બરસ્નુમ લેવાની ખાસ જરૂર પડે છે કારણ કે જયારે તે બરશ્નુમ લે છે ત્યારે તેને દરેક ચીજથી અલાયધુ રહેવું

પડે છે જેથી તેના ખોરેહમા બીજી ચીજોની આલુદગી પેવશ થઈ શક્તી નથી અને પોતાના ખોરેહમા જે આલુદગાપણુ છે તે બરસ્નુમના તબક્કાઓની તરતીબથી બહાર કાઢી પોતાનુ ખોરેહ magntism ને આત્મીક spiritual બનાવે છે

એક બરસ્નુમ લેનાર પહેલા પોતાના બાતેની ભાગોને નીરંગ પીને પવીત્ર બનાવે છે પછી બરશનુમની ક્રીયામા પહાડીયાઓ પર બેસી દર તબકકેના ચોકશ ક્રીયા કીધેલા પહાડયાઓ પર આવી ચોકશ મીથ્રો સાથે નીરંગ, ખાક આવ, (પાણી) લઇ પોતાના ખોરેહની આલુદગી દુર કરતો દર પગથીએ step by step આગળ વધે છે અને છેવટે પવીત્ર આવથી ગોસલ કરી પવીત્ર બને છે પણ હવે ખોરેહની આલુદગી જે છે તે દુર કરવા માટે તેને નવરાત સુધી દરેક જણ, અને પાણી, આતશ, વીગેરે દરેક ચીજોથી દુર રહેવુ પડે છે

અને તેને નીરંગથી દરેક કામ લેવુ પડે છે પાણી વાપરી શકાતુ નથી કારણ કે પાણીમા "વાથવોક્રાદો" નામની ગતી છે જે આપણા ખોરેહની ગતી સાથે મલવાથી એક બીજાનુ ખોરેહ ખેચવાનુ કાર્ય કરે છે માટે જો બરસ્નુમમા પાણી વાપરવામા આવે તો બરસ્નુમવાલાનુ ખોરેહ પેલી પાણીની "વાથવોક્રાદો" ગતીને લીધે બીજાનુ અપવીત્ર ખોરેહ ખેચી બરસ્નુમવાલાના ખોરેહને અપવીત્ર બનાવે છે માટેજ બરશનુમમા પાણી નહી વાપરતા નીરંગજ વાપરવાનુ અને દરેક ચીજોથી અલાયદુ રહેવાનુ scientifice કારણ ફરમાવેલુ છે પણ આજના કેટલાક અજ્ઞાનો એની બાતેનની ખરી ખૂબી સમજ્યા વગર એવુ માને છે કે એ બધુ અણુઘટતુ humbag છે પણ એમ માનનારાઓએ યાદ રાખવુ જોઇએ કે આપણા વડીલો એવી ક્રીયાઓની ખરી ખુબી શમજતા હતા તેથીજ એ ક્રીયાઓ એના ફરમાન પ્રમાણે કરતા આવ્યા છે માટે દરેક આશ્રવને એ ક્રીયાઓના ફરમાન પ્રમાણેજ ચાલી એ ક્રીયાની scientifice ખુબીઓ જાલવી રાખવી જોઈએ

---

## બરસ્નુમવાલાને નવશો નવાડવાની વીગત

જેણે બરસ્નુમ જે દારે લીધુ હોય તે દારથી ત્રણ રાત પુરી થઇ ચોથો દીવસ થાય કે જે ગેહમા બરસ્નુમ લીધુ હોય તેજ ગેહમા નવશો નાહવો જોઇએ. એક બરસ્નુમવાલો જે હોય તે મોબેદ ભીનો નાવરની મોટી યા પાયતાબેની નાની ખુબ કરી નવશો નવાડવાના બરસીગામા જાય ત્યા સાથે દશદસાની સીસી તથા આવનુ કુપલુ સાથે લઈ જાય જયા પત્થરની ચીપ પર રેતી પાથરેલી હોય

તે પર એક ચોકમાં પાણીનુ કારણુ તથા કલશીઓ મુકે અને સાથે એક ફુલીઉ મુકે પછી કારણું તથા કલશીઓ બેઉ પાવ કરે પછી તે કલસીયાથી ફુલીઉ પાવ કરે અને ખુશક (કોરડુ) કરે પછી દશદશાનો સીસો છોડી તેમાથી ફુલીઆમા જરા દશદસો કાહડે પછી આવની સીસી છોડી કલશીઆમા જરા એક કતરો આવ-નામે શીશાઓ પાછા બાધી દીએ પછો કલશીઆમાંથી જરા આવનુ પાણી કારણુામા નામે.

પછી નવશો નહાનાર ધણી નાહવાની પાવીમા જઇ પત્થર પર ઉભો રહી ખષનઓથર અહુરહે મજદાઓ અષેમવોહુ (૧) પહડી કુસ્તી છોડી બધા કપડા કાહડી પોટલી બાધી એક બાજુ અલાયધા મુકે પછી ઉધમણો મોહોડુ કરી બેઉ હાથ માથાપર મુકી બેસે એટલે પેલો મોબેદ તેની આગળ દશદશાનુ ફુલીઉ મુકે પછી તે નાહવાવાલો મહોડેથી પરગટ પહડે અષેમ વોહુ (૩) ફ્રવરાને મજદયસ્નો જરાથુશતરીશ વીદએવો અહુરતકએષો (જે ગેહ હોય તે પઢે) ફ્રસસતયએચ સરઓષહે અષયેહે તખમહેતનું માંથરહે દરષીદરઓષ આહુ ઇરયેહે ખષનઓથર યસનાઇચ વહમાઇચ ખષનઓ થરાઇચ ફ્રસસતયએચ યથા અહુવઇરિયો જઓતા ફ્રેરામે મરૂતે અથા રતુશ અષાતચીત હચ ફ્રશ અષવ વીદવાઓ મરઓતુ અહુનેમવઇ-રીમ તનુમ પાઈતી-અહુનેમવઈરીમ તનુમપાઇતી અહુનેમવઈરીમ તનુમપાઇતી યથા અહુવઇરિયો (૧) કેમના મજદા૦ અસતવઇતીશ અષહે એટલે સુધી પહડી કુલીઆમાથી નીરંગ જરા જરા લઇ ત્રણ વાર આખાં શરીરે ચોપડે પેલો મોબેદ કલશીઆમાનુ આવ જરા એક કતરો પેલાના કપડા પર નાખે પછી પેલુ કારણુ પેલા નાહવા બેઠેલાની પાવીમા રેતી પર મુકે પછી તે પોતેજ કારણુ ઉચકી લઇને નાહે પછી તેના કપડા પેલો મોબેદ તેની પાસેની બીજી પાવીમા પત્થર પર અલાયધા મુકે. પેલો નાઇ દીલ લુછી કપડા ટોપી પહેરી ખાવ પર કુસ્તી મુકી નીચે મુજબ પરગટ પહડે. નેમસચા યા આરમ-ઇતીશ ઇજાચા-નેમસચા યા આરમઈતીશ ઇજાચા નેમસચા યા આર-મઇતીશ ઇજાચા-અષેમવોહુ (૧) યસનેમચ વહમેમચ અઓજસચ જવરેચ આફ્રીનાંમી સરઓષહે અષયેહે તખમહેતનુંમાંથ્રેહ દરષી દરઓશ આહુઈરયેહે અષેમ વોહુ (૧) હમાઇરસચ૦ હંજંઘરેમ૦ જસમે અવંઘહેમજદ૦ કેરફ્રેહ મોજદ૦ સુધી બધુ પહડે અહુરમજદ ખોદાએથી પહડી કુસ્તી કરે અને પછી પાછી નીરંગથી કુસ્તી કરાં પતેત પશેમાની કરે.

એજ રીતે બીજો નવશો સાતમે દહાડે નાય-અને ત્રીજો નવશો દશમે

દહાડે નાય, બીજી વખતે નવશો નાય ત્યા પાણીના બે વાસન કારણુ અને કલશીઓ પાવ કરીને નાહવા આપવા અને ત્રીજી વખતે નાય ત્યારે ત્રણ વાસણ એટલે બે કલશીયાને એક કારણુ નાહવા આપવા એ રીતે દશ દીવસ સુધી ત્રણ મરતબે નવશો નહવાડવો

---

## નવશો નહવાડની ક્રીયાની ખુબી

નવશો નહવાડવાની ઉપલી ક્રીયા બરશ્નુમ લીધા પછી ચોથે દીવસે એટલે ૭૨ કલાકે થઈ શકે છે એ રીતે દશ દીવસમા ત્રણ વખત બરશ્નુમ લેનારને નવસો નાહવો પડે છે હવે અહી પાછો સવાલ ઉતપન થાય છે કે બરશ્નુમની ક્રીયામા બેઠેલાથી બીજાનુ ખોરેહ નહી ખેચવાના કારણો માટે પાણી વાપરી શકાતુ નથી તો નવસો કેવી રીતે નાહી શકાય છે ?

પણ એમાબી કાંઈ સાયન્ટીફીકજ ખુબી સમાયલી છે કે એક બરશ્નુમમા બેઠેલાનુ ખોરેહ પવીત્ર થતા તેમાથી જે આલુદગી બહાર નીકલવા માડે છે તેના ચોકશ પાસ યાને મેલના લીસોટા પેલાના આગ પર થાય છે તે નીરગથી સાફ થાય છે પણ બીજા ચોકશ પાણીથી સાફ થાય છે તે નીરગથી થઈ શકતા નથી માટે ચોકશ ૭૨ કલાક પછી તે આલુદગી પાણીથી ઉતારવી પડે છે પણ તે કાંઈ સાધારણ પાણી યા નીરગથી ઉતારી શકાતી નથી તેને માટે ઉપર મુજબ બરશ્નુમવાલો ખુબ કરી યાને અમલ શાથે ક્રીયાથી લીધેલો નીરગ (દસદસો) તથા ક્રીયાથી બનાવેલુ આવ (પાણી) લાવે છે અને તેવીજ ક્રીયાઓના મીથ્રોથી તેને તેવી ક્રીયાથી પાવ કીધેલા કુલીઆમા કહાડવામા આવે છે અને પાણીનેબી તેવી રીતના મીથ્રાથી પાવ કરી તેમા ચોકશ ક્રીયાઓવાળુ આવ પાણી ઉમેરવામા આવે છે તેથી પાણીમાથી 'વાથવોક્રાદો" ગતી energy ઉપલી ક્રીયાએની અસરથી મદ પડી જાય છે જેથી નવસો નાહનારના ખોરેહમા બીજાનુ ખોરેહ ખેચવાના કાર્યમા મદદ કરી શકતી નથી માટે ઉપલી ક્રીયાઓ કરીને પછીજ બરશ્નુમવાલાએ નાહવાનુ ફરમાન છે અને તેબી તેની ચોકશ મુદતેએજ કરવુ જોઇએ

---

## બાજ માટે તયાર કરવા અને કલશીઓ પાવ કરવાની બીના,

પ્રથમ બરશ્નુમવાલો મોબેદ દરેમહેરમા જઈ પાદીઆબકુસ્તી કરી ફરજીયાત કરે પછી એક કલશીઓ અને એક કારણુ અથવા બેઉ કલશીઆજ લઇ ઉજારી તેને ચોખ્ખા કરી પાણીએ ભરી લાવી પાવીમા પથ્થર પર યા ખુઆન

(હીદોલા) પર મુકે પછી એક પાવી ચાક કરી એક આફ્રગાન્યામા અરદીબહેસ્ત કહાડી પાવીમા બેસવાની સનમુખ સાબે દાહણી બાજુથી મુકે અને આતશના પાતરા આગળ જમની બાજુ અષેમ બોચ માડવા પત્થર મુકે અને તે પર " અષેમ " યાને બાવળની છોડી તથા " બોએ " યાને સુખડ (લોબાન) તે પર માડે પહેલા ૩ અષેમ નીચે પત્થર પર મુકે તેની ઉપર ૩ બોએ (સુખડની છોરી) મુકે પછી એક મોહટી રકાબી યા ખુમચીમા ચીટીયા લઇ એક ચીટીયા પર " ગોસોદો " (ઘી) " ઉરૂવર " (ખજુર, કેળુ દરાખ, એમાથી ગમેતે એક) મુકે અને તે બેસવાની જગ્યા આગળ મુકે એક કુલીયા યા રકાબીમા આપે (પાણી) મુકે પાચતાએની ખુબ કરવી હોય તો ઉપર મુજબ ચીટીયા વીગેરે લેવુ અને બાજ ઇજવી હોય ત્યારે બાજ યા જે ઇજવુ હોય તે લેવુ પછી પેલો મોબેદ ઇજાર પદાન પહેરી પહેલા કલશીઓ પાવ કરે જે કલશીઓ પાવ કરવો હોય તે હીદોલા પર યા પત્થર પર મુકે પછી બીજા કલશીયા અથવા કારણાએ કરી પાવ કરવાના કલશીઆમાથી પાણી છલકઇને કરતેથી બહાર પડે તેમ નામે પહેલા બાજમા **બનામે યઝદ૦ મહેરબાંન** સુધી પઢી પછી મોહડેથી પરગરટ પાણી કરશી-આમાથી બહાર પડે તેવી રીતે નામતા પહડે **ખષનઓથર અહુરહે મજદાઓ અષેમવોહુ** (૧) પછી બાજમા પહડે **યઓજદાથર જરહે વરકશ** વળી બીજી વાર પાણી નામતા નીચલા અવસ્તા મહોડે પહડે **ખષનઓથર અહુરહે મજ-દાઓ અષેમવોહુ (૧)** પાછુ બાજમા પહડે **યઓજદાથર જરેહ ફરાંકરદ** વળી ત્રીજી વાર પાણી નામતા નીચલા અવસ્તા મહોડે પહડે **ખષનઓથર અહુ-રહે મજદાઓ અષેમવોહુ** (૧) પાછું બાજમા પહડે **યઓજદાથર જરેહ પુઇતી હરવસપમીનો આબે પાક અરદવીસુર યઓજદાથર**—જાણવુ કે ઉપલી રીતે કલશીઓ પાવ થયો.

---

## બરશમ બાંધવાની કીયા

આપણા રીવાજમા બરસમના તાએ ગચ યાને છીનીના ઝાડના લેવાનુ ફરમાન છે પણ હાલે તેવા ઝાડોના સાધન નહી હોવાથી ધાતુના તાએની બરસમ હાલે વાપરવામા આવે છે માટે ધાતુની બરસમ વામરવી

ધાતુની પાચ તાએની બરસમ તથા તેની સાથની બે શાકળીઓ ઉજારી સાફ કરવી પછી તેને ડાહબા હાથમા પકડી ઉપર મુજબ પાવ કીધેલા કલશી-યામાથી પાણી નામી બરસમ સુદ્ધા હાથ ત્રણ મરતબે ચોખ્ખો કરે પછી પાણી નામતા મહોડેથી **ખષનઓથર અહુરહે મજદાઓ અષેમવોહુ** (૧) ત્રણ

વાર પહડે અને ત્રણ મરતબે પઢતા બરસમ સુદ્ધા હાથપર પાણી નામી પાવ કરે પછી બરશમવાલો પાવ હાથ પાવ કલશીયાની અંદર બેસી બીજા હાથ પર પાણી નામી બીજો હાથ ત્રણ મરતબે ચોખ્ખો કરે અને પાણી નામતા મહોડેથી પઢે ખષનઓથર અહુરહે મજદાઓ અષેમવોહુ (૧) એકજ વખત પઢી પાવ કરે જાણવું કે હાથમા એક અથવા એકથી વધુ ચીજ લઇને હાથ પાવ કરવો હોય તો ખષનઓથર અહુરહે મજદાઓ અષેમવોહુ (૧) ત્રણ વાર પઢવું અને જો ખાલી હાથ પાવ કરવા હોય તો ખષનઓથર અહુરહે મજદાઓ અષેમવોહુ (૧) એકજ વાર પઢવુ

પછી બરશમના બે અને ત્રણ તાએની વચ્ચે એક સાકળી પકડી બેઉ છેડા સરખા રાખી મહોડેથી પઢે અષેમવોહુ (૩) ફ્રવરાને મજદયસનો જરથુસતરીશ વીદએવો અહુર તકએષો (જે ગેહ હોય તે પઢે) ફ્રસસતયએચ ખષથ્રેહ વઈરયેહે અયઓ ખશુસતહે મરજદીકાઈ યરાચો દરીગઓવે ખષનઓથર યસનાઇચ વહમાઇચ ખષનઓથ્રાઇચ ફ્રસસતયેએચ યથાઅહુવઇરયો જઓતારામે મરૂતે અથા રતુશ અષાતચીત હચફ્રાઅષવ વીદવાઓ મરઓતુ અષેમ અષેમ વોહું (૧) પઢતા બરસમના બેઉ મુડા હાથની હથેલી પર ઠોકી સરકા કરવા યથા અહુવઇરયો (૨) યસનેમચ વહમેમચ અઓજસચ જવરેચ આફ્રીનાંમી ખષથ્રેહ વઇરયેહે અયઓ ખષુસતહે મરેજદીકાઇ થ્રાયોદરીગ-ઓવે. અષેમવોહુ (૩) ફ્રવરાને મજદયયસનો જરથુશતરીસ વીદએવો-અહુર તકએષો (જે ગેહ હોય તે પઢે) ફ્રરસસતયએચ અહુરેહે મજદાઓ રએવતો ખરનંઘહતો પઢતા જે શાકળી બરસમના તાએની વચ્ચે ધરેલી છે તેના ત્રણ આટા બરસમની ઉપર વીટાળી છેડા બે તાએની વચ્ચે ખોસીદે પછી બીજી શાકળીનો છેડો પકડી પાછો પઢે ખષનઓથર યસનાઇચ વહમાઇચ ખષનઓથરાઇચ ફ્રસસતયેએચ અથાઅહુવઇરયો જઓતા ફ્રરામે મરૂતે અથા રતુશ અષાતચીત હચ ફ્રરા અષવ વીદવાઓ મરઓતુ–અષેમ અષેમ વોહુ (૧) પઢતા તે બીજી શાકળીના તેની ઉપર ત્રણ આટા વીટાળે પછી યથા અહુવઈરયો (૪) પઢે તેમા પહેલી બે પઢતા બરશમની ઉપર છેલ્લી શાકળીના કુસ્તી માફક બે ગાઠ શીઓથનનાંમ પઢતા બાધે પછી બે યથા અહુવઇરયો છેડા ખુશક કરતા પઢી જાએ પછી યસનેમચ વહમે-મચ અઓજસચ જવરેચ આફ્રીનામી અહુરહે મજદાઓ રએવતો ખરનંઘ હતો પઢી શાકળીના બેઉ છેડા બે તાએની વચ્ચે ખોસીદીએ એ રીતે ઉપર મુજબ બરસમ બાધવી.

## ઘર આગળ બાજ ઇજવાની સમજ.

કેટલીક વખતે જ્યા દરેમહેગ જેવા સાધણો હોતા નથી ત્યાં અથવા કોઇનુ નવુ ઘર ઇજવાનુ હોય તો ત્યા ઘર આગળ બાજ ઇજવી પડે તો જાણુવુ કે હમેશા દરેમહેરમા પાવ મહેલનુ કામ કરવાના સાધણો હોય છે તેવા સાધણો ઘર આગળ હોતા નથી તે માટે ઘર આગળ એવુ કામ કરવા માટે ઘણી સભાળ રાખવાની જરૂર છે

પ્રથમ બાજ ઈજવા માટે એક અલાયદો પવીત્ર ઓરડો તૈયાર કરવો કે જયા આજુબાજુથી કોઇ જુદદીનની નજર પડી શકે નહી તે ઓરડામા દરિએની મોજી રેતીએ કરી મોટી પાવીઓ કહાડવી. લબ ચોરસ મોટી બેસાએ, બાજ, આતશનુ પાતરૂં. વીગેરે બધુ અદર રહી શકે તેવી પાવી બનાવવી. ફરતે રેતી બરાબર નાખવી કરણુ કે કોઇ જગ્યનો ભાગ રહી નહી જાય, રેતીની પાર જેવી બનાવી વચમાથી આગળી ફેરવી ચીરી બે ભાગ કરવા તેની પાસે બહાર નીકલવા માટે એક જણુ ઉભો રહી શકે એવી નાની બીજી પાવી કહાડવી અને મોટી પાવીમા બેસવાની જમની બાજુએ ખુણામા એક નાની જેવી બીજી પાવી કલશીઓ પાવ કરવા તથા મુકવા કાહાડવી અને અપેમ બોએ માટે એક પત્થરો તૈયાર કરવો જો "અપેમ" યાને આવળની છાડી નહિ હોય તો સુખડની છોડી મુકી તે પર લોબાનનો ગાગડો મુકી અપેમ બોય ચલાવવી કલસીઓ પાવ કરવા માટે એક વાટુ યા ખુમચો લેવો યાદ રાખવુ કે પાવ કલસીઓ છુટા પત્થર પર યા વાસણુમા શીવાય ભોય પર મુકાય નહી તેમજ કલશીયો પાવ કરતા પાણીનો રેલો પાવી બહાર જાય નહી અથવા પાણીનો છાટોબી પાવી બહાર પડે નહી તેની ખુબ સભાળ રાખવી એ પ્રમાણે ઘર આગળ બાજ ઈજવા માટે તૈયાર કરવુ ઉતર બાણી મહોડું આવે એમ પાવી કાઢવી નહી વધુ ખુલાશા માટે નકશો જુઓ

---

## બાંધેલી બરસમે કેટલી બાજ ઇજી શકાય તેની વોગત.

પાંચતાએની ખુબ કરવા જે બરશમ બાધેલી હોય તેને બીજી બાજે ઇજી શકાય નહી માટે તે રદ કરવી.

પાચ તાએની ખુબ યાને નાની ખુબ હોય ને તે ખુબે બરશમ બાધી હોય તો તે બાધેલી બરસમે ત્રણ બાજ ઈજી શકાય તેથી વધારે ઇજાય નહી અને વધારે ઇજવી હોય તો ફરીથી બરશમ બાધવી.

**અષવ વીહ્વાઓ મરઓતુ** એટલુ પઢી **અષેમ અષેમ વોહુ** (૧) પઢતાં બરશમનુ પાછળનુ ઝુડુ બરશમ સાથે કુડીમા પાણીમા બોરી કાઢી પાણીના છાટો ઉતર ભણી બહાર ફેંકે એ રીતે **અષેમ અષેમ વોહુ (૧)** ત્રણ મરતબે પઢી ત્રણ વખત પાણી બહાર ફેંકે પછી ચોથી વખત ફક્ત **અષેમ વોહુ** (૧) પઢી બરશમનુ આગળુ ઝુડુ પાણીમા બોરી દખણ ભણી બહાર પાણી ફેંકે પછી જે અરધા બહાર કાહડેલા તાએ છે તે કાઢી લઇને મહારૂએના પગ પર મુકે પછી **યથા અહુવઇરયો** (૪) પઢે તેમા પહેલી બે પઢતા એવીઅઘેનના કુસ્તી માફક સવળા બે ગાઠ મારે પછી બીજી બે પઢતા એવીઅઘેનના બેઉ છેડા ખુશક કરી **યસનેમચ** વ૦ અ૦ જ૦ **આફ્રીનાંમી** સુધી પઢી **અહુરહે મજદાઓ રએવતો ખરેનંઘુહતો** પઢતા એવીઅંઘેનના બેઉ છેડા બરશમના તાએની વચ્ચે ખોશી દીએ અને બરશમ પાછી તેની જગ્યાએ મહારૂએની ઉપર મુકે

પછી **હોમસલી** પાવ કરે—રકાબીમાથી હોમસલીના જેટલા ટુકડા હોય તે હાથમાં પકડી હાથમાં સાથે છુરી રાખી પઢે **અષેમ વોહુ (૩) ફ્રરવરાને૦** (જાવત) જે ગેહ હોય તે પઢે **ફ્રરસસતયેએચ હઓમહે અષવજંઘહો ખષનઓથર યસ-નાઇચ** વ૦ **ખ૦ ફ્રરસસતયેએચ યથા અહુવઇરયો જઓતા ફ્રરામે મરૂતે અથા રતુશ અષાતચીત હચ ફ્રરા અષવ વીદવાઓ મરઓતુ** એટલે સુધી પઢી **અષેમ અષેમ વોહુ** (૧) પઢતા જેમ ઉપર બરશમ કુડીમા પાણીમા બોરીને પાવ કીધી તેજ પ્રમાણે ત્રણ મરતબે પઢી હોમસલી પણ કુડીમા બોરી પાવ કરે અને ચોથી **અષેમ વોહુ** (૧) પઢતાબી ઉપરની બરશમ માફક પાવ કરે પછી બાજ મુકે **યથા અહુવઇરયો** (૨) **યસનેમચ** વ૦ **અ૦ જ૦ આફ્રીનાંમી હઓમહે અષવ જઘહો** એટલુ પઢી હોમસલીના ત્રણ નાના ટુકડા કરી પાસે હાવનીમ અબખુ મુકી છે તેની ઉપર મુકે અને બાકીની પાછી રકાબીમા મુકે પછી રકાબીમાથી ઉરવરામ લઇ તેમાથીબી નાના ત્રણ ટુકડા ભાજી હાવનીમ પર હોમસલીની આગળ મુકે બાકી ઉરવરામ પાછી રકાબીમા મુકે પછી "વરસ" ની બાજ લીએ

વરસની વીંટી દાહબા હાથમા પકડી બીજા હાથમા છુરી પકડી નીચે મુજબ પઢે **અષેમ વોહુ** (૩) **ફ્રરવરાને૦** ( જાવત ) જે ગેહ હોય તે પઢે **ફ્રરસસતયેએચ જરથુશતરહે સપીતામહે અષઓનો ફ્રરવષેએ ખષન-ઓથર યસનાઇચિ** વ૦ **ખ૦ ફ્રરસસતયએચ યથા અહુવઇરયો જઓતા ફ્રરામે મરૂતે અથા રતુશ અષા તચીત હચ ફ્રરાઅષવ વીદવાઓ**

**મરઓતુ** એટલુ પઢી છુરી બીજા હાથમા પકડી અબડુ કુલીઆ પર જે અબડુ રકાબી **છે** તે બીજા હાથમા પકડી **અહુરાઇ** પઢતા કુલીઉ ખુઆન પર ઠોકીને ચતુ કરે **મજદાઇ** પઢતા તે કુલીઆ ઉપર હાથમાની આધળા વાલી રકાબી ચતી મુકે અને **હઓમાંમ આવઓદય મહી** પઢતા હાથમાની વરસની વીટી તે રકાબીમા મુકે પછી બેઉ હાથ જોડી હાથમા છુરી રાખી નીચલા પદો પઢતા હોમસલી પ૦ નેગાહ કરતો પઢે **ઇમાં હઓમાંસચ મીઅજદાંસચ જઓથ-રાઓસચ બરેશમચ અષય ફ્રરસતરેતેમ ગાંમચ હુદાઓઘહેમ** નીચલા પદો પઢતા ઉરવરામ પર નેગાહ કરે **ઈમાંમચા ઉરવરાંમ હદાનઓપતાંમ અષયઉજ-દાતામ** નીચલા પદો પઢતા જોરના કુલીયાપર નેગાહ કરે **અઇવચો વંઘુહીબચો ઇમાઓ જઓથરાઓ૦ હઓમવઇતીશ ગઓમવઇતીશ૦** (જાવત) પઢીઓ જાય અને જ્યા **ઇમાં અઓસમાંસચ બઓદીમચ** પઢવાનુ આવે ત્યા પઢતા અષેમઓઓપર નેગાહ કરે અને પરગાનુ કરતો ( **ઈમાંમચા ગાંમ જીવીઆંમ અષય ઉજદાતાંમ** ) પઢે નહી બીજું સઘળુ પઢીઓ જાય **અસનયઓ-ઇબિયો અષહે રતુબયો** અહી એકજ જે ગેહ હોય તે પઢે પછી રોજ મહા પઢે પછી **તવ આથરો અહુરહે મજદાઓ૦**થી પઢીઓ જાય **સપેનતેહ મઇન-યેઉશ દામનાંમ અષઓનામ અષઓનીનામચ અષહે રથવાંમ યસનાઇચ વ૦ ખ૦ ફ્ર૦આઅતદીશ આવઓદયમહી જરથુશ-તરહે સપીતામહે અષઓનો ફ્રવષઓ ખષનઓથર યસનાઇચ વ૦-ખ૦ ફ્ર૦ આઅતદીશ આવઓદયમહી અષાઓનાંમ ફ્રવષીનાંમ ઉઘર-નાંમ૦** પઢીઓ જાય **નંબાનજદીશતનાંમ ફ્રવષીનાંમ યસનાઇચ વ૦ ખ૦ ફ્ર૦ આઅતદીશ આવઓદયમહી વીસપઓબયો વંઘુ-દામયઓ૦** પઢીઓ જાય **અષાત હચ યત વહીશતાત** એટલુ પઢી હાવનીમપર જે હોમસલી ઉરવરામ મુકેલુ છે તે ઉચકી દાહબા હાથમા પકડે છુરીબી દાહબા હાથમા રાખે પછી જમના હાથે નીચલા પદો પઢતાં હાવનીમ ત્રણ મરતબે ખુઆન પર ઠોકી ચતી કરે **અમષા સપેનતા હુખષ થરા હુદાઓઘહો યજમઇદે** પછી નીચલા પદો પઢતા હોમમલી જમના હાથમા લઇ ઉચી કરીને જોઇને હાવનીમમા મુકે **ઇમેમ હઓમેમ અષય ઉજ-દાતેમ યજમઇદે** પછી નીચલા પદો પઢતા ઉરવરામ જમના હાથમા લઈ હાવનીમમા મુકે **ઇમાંમચ ઉરવરાંમ હુદાનઓપતાંમ અષય ઉજદાતાંમ યજમઇદે** પછી નીચલા પદો પઢતા જોરનુ કુલીઉ જમના હાથે ઉચકી એક કતરો પાણી હાવનીમમા નાખે **અઇવયો વઘુહીબયો** પછી કુલીઉ જયાએ

મુકી **ઈમાઓ જઓથરાઓ હઓમવઈતીશ ગઓમવઇતીશ૦** થી આગળ પઢીઓ જાએ **વીસપચ વોહુમજદદાત અષચીથર યજમઈદે જરથુશતરહે સપીતામહે** ઇદઅષઓનો **અષીમચ ફરવષીમચ યજમઈદે** નીચલા પદો પઢતા આધળાવાલી રકાબીપર નેગાહ કરે **ઇરીસતનામ ઉરવાંનો યજમઇદે. યાઓ અષાઓનાંમ ફરવષયો યઘહેહાતાંમ૦** પઢીજાય **તાઓસચા યજમઇદે**

**યથા અહુવઇરયો જઓતા ફરામે મરૂતે**=એટલુ પઢી **અથા રતુશ અષાતચીત હચફરા અષવ વીદવાઓ મરઓતુ** પઢતા જમને હાથે કુડીમાથી લાલો કાઢી હાથમાં પકડે અને છુરી મહારૂએના પગ આગળ ખુઆનપર મુકે **અએતતદીમ વીસપનાંમ મજીશતેમ** પઢી **દજદયાઇ** પઢતા લાલાનુ નીચલુ મુડુ ખુઆનને લગાડે **અમહુચ** પઢતા લાલાનુ ઉપલુ મુડુ ખુઆનને લગાડે **રતુમચ** પઢતા પાછુ લાલાનુ નીચલુ મુડુ લગાડે **ઈમ અહુરેમ મજદાંમ** પઢતા લાલાનુ ઉપલુ મુડુ ઉચુ કરે **સનથાઈ અંઘરહે મઇનયેઉશ દરવતો સનથાઇ૦** પઢી જાય પછી **ફરદથાઇ અહુરહે મજદાઓ રએવતો ખરેનંઘહતો** પઢતા લાલાએ કરી હાવનીમ પશ્ચીમ દીશા બાજુથી વજાડે **ફરદથાઇ અમેષનાંમ સપેનતનામ** પઢતા પુર્વ દીશા બાજુથી વજાડે **ફરદથાઇ તીશતરયેહે સતારો રએવતો ખરેનંઘહતો** પઢતા દક્ષીણ દીશા બાજુથી વજાડે **ફરદથાઇ નરશઅષોનો** પઢતા ઉત્તર દીશા બાજુથી વજાડે **ફરદથાઈ વીસપનાંમ સપેનતહે મઈનયઉશ દામનામ** પઢતા લાલો હાવનીમની ઉપર ફેરવે **અષએનાંમ યથા અહુવઇરયો (૪)** પઢે તેમાથી ત્રણ **યથા૦** પઢતા હાવનીમની અંદર જે હોમસલી ઉરવરામ છે તે લાલાએ કરી કુટે અને છેલ્લી એક ચોથી **યથા૦** પઢતા હાવનીમ વજાડે તેમજ **મજદા અતમોઇ** ચાર વાર પઢતા પહેલા ત્રણ વાર પઢતાં હોમ કુટે અને ચોથી વાર પઢતા હાવનીમ વજાડે તેમજ **આઅઈરયો માઈષયો** ચાર વાર પઢતા પહેલા ત્રણ વાર પઢતા હોમ કુટે અને ચોથી વાર પઢતા હાવનીમ વજાડે પછી પઢે

**અષેમવોહુ (૩)** પઢતા જોરનુ કુલીઉ જે રકાબીમા મુકેલુ છે તે લઇ તેમાથી ત્રણ મરતબે પાણી હાવનીમમા લાલો રાખી તે પર નાખે અને કુલીઉ કુડીમાથી ભરી કાઢી હાવનીમ આગળ મહારૂએના પગ પાસેથી મુકે અને લાલો હાવનીમમા ફેરવતો નીચે મુજબ પઢે **હઓમ પઇરી હરેયંતે મજદ ખષથર અષરતવો વંઘુહીશ૦** પઢી જાય **અથા જીને હુમાયો તર અંઘેહેન** ઉપલી રીતે **હઓમ પઇરી** પઢતા જ્યા **ઈઅદયોઇ થવા અસત** આવે તે પઢતા લાલાનુ ઉપલુ મુડુ હવનીમમા બોરી ઉચુ કરે તેમજ **હાવનઆઓ-**

**સચ** પઢતા લાલાનું મુડુ હાવનીમની પેડીપર લગાડે તેમજ **અથાજીને** પઢતા જે જોરના કુલીઆ પર રકાબી છે તેમા લાલાએ કરી પાણીનો છાટો હાવનીમમાથી તેમા નાખે અને **હુમાયો** પઢતા ઉપર મુજબનો પાણીનો છાટો બરશમપર નાખે **તરઅંઘહેન** પઢતા પાણીનો છાટો કુડીમા નાખે અને લાલો કુડીમા બોડી કાઢી **યથાઅહુવઇરયો (૪) પઢે**

તેમા પહેલી એક પઢતા દાહાબા હાથે લાલો આધરાવાલી રકાબીની ઉપરથી પકડે અને પહેલો અહુનવર પઢતો હાવનીમ જમણા હાથે ઉચકી તેની અદરનુ પાણી લાલા પરથી રકાબીમા પડે એમ નામે નામી રહી હાવનીમ જગ્યા પર મુકી હાવનીમની અદરનો હોમસલી ઉરવરામનો કુચો જમના હાથમા પકડી રાખી

બીજો અહુનવર પઢે તેમા **હચા** પઢતા હાથમાનો હોમસલી ઉરવરામનો કુચો હાવનીમમા નાખે અને **વંઘહેઉશ** પઢતા લાલાએ કરી કુટે **દજદા મંનઘહો** પઢતા જોરનુ કુલીઉ જે હાવનીમની પાસે છે તેમાથી એક કતરો પાણી હાવનીમમા નામી કુલીઉ જગ્યાએ મુકી દે અને **શીઓથનનાંમ** પઢતા હાવનીમ વજાડે **અંઘેહુશ મજદાઇ** પઢતા ઉપર મુજબ પાછો લાલો રકાબી પર પકડી હાવનીમમાનુ પાણી તેની ઉપરથી રકાબીમા પડે એમ રેડી ખલાસ કરી અહુનવર પુરો કરે અને હાવનીમ પાછી પહેલાની માફક જગ્યાએ મુકે અને હોમસલી ઉરવરામનો કુચો હાથમા પકડી રાખી

ત્રીજો અહુનવર પઢે તેમા **વંઘહેઉશ** પઢતા હાથમાનો પકડેલો કુચો હાવનીમમા નાખે અને **દજદા મનઘહો** પઢતા લાલાએ કરી કુટે **ષયઓથનનાંમ** પઢતા જોરનુ કુલીઉ જે હાવનીમ પાસે છે તેમાથી એક કતરો પાણી હાવનીમમા નામી કુલીઉ જગ્યાએ મુકે અને **અંઘહેઉંશ મજદાએ** પઢતા હાવનીમ વજાડે **ખષથરેમચા** પઢતા ઉપર મુજબ પાછો લાલો રકાબી પર પકડી હાવનીમમાનુ પાણી તેની ઉપરથી રકાબીમા પડે એમ રેડી અહુનવર પુરો કરે અને હાવનીમ જગ્યા પર મુકી માહેનો કુચો હાથમા પકડી રાખી

ચોથો અહુનવર પઢે તેમા **દજદા મનંઘહો** પઢતા હાથમાનો પકડેલો કુંચો હાવનીમમા નાખે અને **શીઓથનનાંમ** પઢતા લાલાએ કરી કુટે **અંઘહેઉશ મજદાએ** પઢતાં જોરનુ કુલીઉ જે હાવનીમ પાસે છે તેમાથી બાકી જેટલુ પાણી હોય તે હાવનીમમા નામી કુલીઉ જગ્યાએ મુકે **ખષથરેમચા** પઢતાં હાવનીમ વજાડે **અહુરાઈ** પઢતા ઉપર મુજબ લાલો આધરાવાલી રકાબીપર પકડી હાવનીમમાનુ પાણી તેની ઉપરથી રકાબીમા પડે એમ નામી અહુનવર પુરો કરી હાવનીમ

જગ્યા પર મુકે અને પછી લાલો જમના હાથમા પકડી તેજ હાથે કુલીઆ ઉપરની આધરાવાલી રકાબી તેજ કુલીઆ ઉપર ઉચકી ધરી **યેસેનીશતો૦** ત્રણ વાર પઢતા રકાબીમા જે હોમનુ પાણી હોય તે આગળી ફેરવી ગાળે પછી **યેસેનીશતો** ત્રણ વાર પઢી રહી તસ્તો યાને આધળાવાલી રકાબી લઇને વરસની વીટીની સાથે હાવનીમ પર મુકે અને ડહાબે હાથે જે હાવનીમ આગળ જે કુલીઉ છે તે લઇ કુડીમાથી પાણીએ ભરી વરસની વીટી જમના હાથમા પકડી તે પર કુલીઆમાથી પાણી રેડતો આખો **ઉસમોઈ ઉજારેષવા અહુરા** પઢતા વીટી રકાબીની ઉપર પકડી રાખી ધોય **સરઓષેમ ખષથરેમચા** સુધી પઢી વરસની વીટી રકાબીમા પાછી મુકી રકાબી ખુઆન પર મુકે અને હાથમાનુ કુલીઉ હાવનીમ આગળ અબડુ વારે પછી કુડીમાથી જરા હાથ પર પાણી લઇ દખણુ બાજુથી મહારૂએના છેલ્લા પગ આગળ નાખે અને હાવનીમ ઉચકીને ત્યા મુકે અને જે મહારૂએના પગ આગળજ કુલીઉ અબડુ મુકેલુ છે તે લઇને ખુશક (કોરડુ) કરી ચતુ પાસેથી મુકે અને બીજુ જોરમાનુ કુલીઉ જે પહેલા હાવનીમ મુકેલી ત્યા છે તે લઇ તેનેબી ખુશક કરી પેલા કુલીઆની સાથે ચતુ મુકે પછી તસ્તો (રકાબી) વીટી સાથે લઇ ખુઆનની બહારથી દાહબા હાથમા પકડે પછી જમના હાથે જે હોમ ગાળેલુ હોમનુ ભરેલુ કુલીઉ છે તે લઇ મનમા **હુમત** યાદ કરતા ખુશક કરીને જે ચતા કુલીઆ મુકેલા છે તેમાથી પહેલામા જરા હાથમાના કુલીઆમાનુ હોમ નામે **હુખત** યાદ કરતા પાસેના બીજા કુલીઆમા જરા નામે અને **હવરશત** યાદ કરતાં હાથમાના તસ્તામા સેજ નામે એવી રીતે ઉપર મુજબ ત્રણ વખત મનમા યાદ કરે અને ત્રણ ત્રણ વખતે કુલીઆમા નામે પછી હાથમાની રકાબી ખુઆન ઉપર મુકે અને કુલીઉ જયા હાવનીમ મુકી છે ત્યા તેની આગળ અબડુ મુકે પછી બેઉ કુલીઆમાનુ હોમ એકમેકમા ભેળ સેળ કરે પછી જોરનુ હોમવાલુ કુલીઉ ખુઆનની પશ્ચીમ બાજુના જોરનાં કુલીઆની આગળ તેની અસલ જગ્યાએ મુકે પછી હોમસલી ઉરવરામ વાલી રકાબીમાથી હોમસલી ઉરવરામ લઇ તેને ભાજી અથવા છુરીએ કાપી તેના નાના ત્રણ ત્રણ ટુકડા તેજ રકાબીમા મુકે અને બાકીનુ હોમસલી ઉરવરામ હોમનું બીજુ કુલીઉ છે તેમા મુકે પછી વરસની વીટી હાથમા લઈ લાલો હાથમાજ રાખી નીચે મુજબ બાજ મુકે યથા **અહુવઇરયો** (૨) **યસનેમચ વહમેમચ અઓજસચ જવરેચ આફ્રીનાંમી જરથુશતરહે સપીતામહે અષઓનો ફ્રવષએ** એટલુ મોહડેથી પઢી પછી બાજમા પઢે **જરથુશત સપીતમાંન અષઓફ્રવર એદરયાતબાદ** એમ બાજમા પઢતાં વરસની વીટી લઇ જે

જોગના કુલીઆ પર જીવામની રકાબી છે તેમા તર કરી યાને બોરી પછી રકાબી ઉચકી વીટી કુલીઆમા તર કરે પછી જીવામની રકાબી લઇ મહારૂએના પગ આગળ છેક ઉતર ભણીથી મુકે અને વીટી હોમસલી ઉરવરામવાલી રકાબીમા મુકે અને તે રકાબી ખુઆનની વચમાથી કરી મુકે પછી જે આધળા વાલી રકાબી છે તેમાનો કુચો બહાર એક બાજુ કાઢી મુકે રકાબી જરા કુડીમાથી પાણી લઇ ખુઆનની બહાર ધોઈ સાફ કરી કુડીમા મુકી દીએ અને લાલોબી કુડીમા મુકી દીએ પછી હોમસલી ઉરવરામ વાલુ કુલીઉ એક હાથે લઇને ઉઠે અને ઉચે તાકમા પત્થર પર મુકે તેથી હાથ અવાવ થાય તે અવાવ કરે અને તે હાથે ત્યા જે જીવામનુ કુલીઉ પહેલા જીવામ લઇ રાખેલુ છે તે લઇને પહેલા એક કતરો જમીન પર નામે પછી જીવામવાલી મહારૂએના પગ આગળની રકાબીમા જીવામ નામી કુલીઉ પાછી તેની જગ્યાએ મુકી દીએ પછી બીજે હાથ જે ચોખ્ખો પાવ છે તે હાથે જે દખણ બાજુએ ખુઆનને ખુણે ચતી રકાબી છે તેમા દરૂન ગોઆદો લગાડીને મુકે ફરીથી સઘળુ બગબર તપાસી જોય પછી જે અષેમબોએ માડેની છે તે આતશ પર મુકીને બહાર બીજી પાવીમા આવી નીચે મુજબ બાજ મુકે **અષેમવોહુ (૧) અહમાઇરસચ० હજઘરેમ० જસમે અવંઘહેમજદ० ફેર-ફ્રેમોજદ० પઢી અહુરમજ ખઓદાએ** થી પઢી કુસ્તી કરે પરગણુ સપુરણ થયું—હોમ ગાળવાનુ પરગણુ હાવન તથા હુષેન ગેહમાજ થાય છે

---

## પરગણુ તથા ઇજશને વદીદાદ બેસવાનાં નીયમો

જો ઉપર મુજબનુ પરગણુ પાચ તાએની ખુબથી કીધુ હોય તો તે હોમ જીવામથી ફક્ત મીનોનાવરનીજ ઇજશને થઇ શકે એ હોમ જીવામે કોઇબી બીજી ઇજશને યા વદીદાદ કાઇ થઇ શકે નહી અને જો મીનોનાવરની મોટી ખુબથી ઉપર મુજબ પરગણુ કરી હોમ જીવામ બનાવ્યુ હોય તો એ હોમ જીવા-મથી બધા ફ્રસ્તાઓની ઇજશને, વદીદાદ, વીસપરદ, વીગેરે બધુ થઇ શકે છે

જો મીનોનાવરની યા કોઇબી ફરેસ્તાની ઇજશને બેસવી હોય તો ૨૧) તાએની બરશમ પરગણુ કરેતા બાધવી, જો કદાચ ૨૧) થી ઓછા તાએ હોય તો આખુ પરગણુ રદ કહેવાય

રપીથ્વનની ઇજશને કરવી હોય તો ફક્ત તેર તાએની બરશમ બાધવી

જો ગ ભારની યા કોઇબી વીસપરદ કરવી હોય તો બરશમ સાથે વીટારો બાધી ૩૫ તાએની બરશમ બાધવી,

જો કોઇબી ફ્રેસ્તાનો વદીદાદ કરવો હોય તો તેને માટેબી ૩૫ તાએની બરશમ બાંધવી યાને ૨૧ તાએ સાથે વીટારો બાધવો

જો અરદાફ્રવષ, ગાથા, યા કોઇબી **વીસપએષાંમ** વાલી ખષનુમનથી ઇજશને યા વદીદાદ કરે તો વરસ ઉઘાડો રાખવો રપીથ્વનની ઇજશને કરે ત્યારે બી ઉઘાડો રાખવો

પણ એ સીવાય કોઈબી ફ્રેસ્તાની ખષનુમનથી ઇજશને યા વદીદાદ કરે તો વરસની વીટી કુલીઆથી ઢાકીને ઇજશને યા વદીદાદ કરવા તેમજ જ્યારે વીસપરદ કરે ત્યારેબી વરસ ઢાકીને બેસે

મીનો નાવરની મોટી ખુબ કર્યા સીવાય કોઇબી ફ્રેસ્તાઓની ઇજશને યા વદીદાદ યા વીસપરદ કઈ થઇ શકે નહી

જો જેણે ગેતી ખરીદ યા કોઇનોબી ગેવરો રાખ્યો હોય તો તેને "**વીસપએષાંમ**" ની બાજ ઇજવી નહી અને ઇજશને વદીદાદ વીગેરેમા જોતી થવુ નહી

---

## નાવર કરવાની ક્રીયા

જે અથોરનાનનો છોકરો નાવર થનાર હોય તે લાયક સમજદારી ધરાવતો હોય એવી ઉમરનો હોવો જોઇએ પહેલા તેને સરોસ બાજ પાચે ગેહ નીયાએસો, યસતો તેમજ પતેત વીગેરે ફરજીયાત બદગી કરવાના અવસ્તા જાણવા જોઇએ અને ઇજશને, વીસપરદ, શીરોજા, આફ્રેગાન, બાજધરણુ, વીગેરે શીખવવુ જોઇએ. પછી તેને તન પાકનુ પોતાનુ બરસ્નુમ આપવુ તે નવ રાત પુરી થાય પછી જેની નેયતે નાવર થનાર હેય તેની નયતે તેના નામ ગરણથી બીજુ બરસ્નુમ આપવુ પછી બીજા બરસ્નુમે નાતમે દહાડે એટલે બીજે નવસેથી બે યોજદાથરેગર મોબેદો જેની નેયતે નાવરીયાએ બરસ્નુમ લીધુ' હોય તેની નેયતે ગેવરા માડે યાને એક મોબેદ તેની નયતે પાચતાએની ખુબ કરી મોટુ પરગણુ' કરી નવુ હોમજીવામ બનાવી બીજા મોબેદને મીનો નાવરની ઇજશને કરાવે તેને પહેલો ગેવરો કહે પછી તે મીનો નાવર કરાવનાર પેલા નાવરયાને તેજ ખુબે નવસો નહવાડે અને મીનો નાવર કરનાર બીજુ કંઇબી કામ કરે નહી અને ખુબ રાખી તેજ દીવસની બાજ ઇજી ખાણુ ખાએ પીએ ને ગેવરો જાલવી રાખે બીજે દીવસે તે ગેવરાવાલો મોટુ પરગણુ કરી નવુ હોમજીવામ બનાવી પેલા મોબેદને મીનો નાવરની ઇજશને કરાવે એટલે બીજો ગેવરો થયો ગેવરો સભાળી

જાલવી રાખે અને તેજ દીવસની બાજ ઇજી ખાણુ ખાએ એવી રીતે છ દીવસ સુધી અવાર નવાર નવુ હોમજીવામ બનાવી મીનો નાવરની ઇજશને કરે અને ગેવરા જાલવી રાખે પછી છઠ્ઠે દીવસે મીનો નાવરની ઇજશને કરી બેઉ જણા હમકલમ થાય એટલે બેઉ જણા જુદી જુદી બાજ ઇજે નવા ગેવરાવાલો જે રોજ હોય તેની ઇજે અને વાસી ગેવરાવાલો જે મહા હોય તેની ઇજે અને ચાસણી કરી બેઉ જણા એક બીજાની પાવી સાથે પેવદ રાખી એક બીજાની ચાસણી કરે પછી બાજ મુકી કુસ્તી કરે

હવે પેલા હેરબુત થનાર છોકરાને બરશ્નુમમા નવરાત પુરી થાય પછી નવશો નવાડી તેને અગીયારીમાજ રાખે. પછી બારમે દહાડે તેને પાછલી રાતથી ઘેર આગળ લઇ જાય ત્યા તેને નવારી નવા કપડા પહેડાવી દાતન કરાવી ચાહે પાય પછી ખાનુ ખવાડી બાજ મુકાવી ઇજાર જામો પીછોડી પહેડાવી તેયાર કરે પછી દસ્તુરજી તથા સઘળા મોબેદો સાથે અગીયારી લઇ જાય ત્યા જઇ જામો પીછોડી કાઢી હાથ મોનુ ધોઇ કુસ્તી કરાવે પછી પદાન બધાવી પેલા બેઉ ગેવરાવાલા મોબેદો તેને પાવીમા જ્યા અગાઉથી પરગણુ કરી મુકેલુ છે ત્યા લઇ જાય (પાવી પર અગાઉથી પરગણુ કરે બરશમ એવીઅ ઘેનથી બાધે દરૂન ખુઆન પર નહી મુકે આરણી પર નાવરયો બેઠા પછી મુકે ) પછી બેઉ ગેવગવાલા નાવરયાની બેઉ બાજુ પર એક એક જણ ઉભા રહી તેનો હાથ પકડી પહેલી પાવીમા ઉભા રહી ત્રણે જણા સાથે પઢી બાજ લઇ ઉપર જાય મીનોનાવરની ઇજશને કરવાની તે યથા અહુવઇરયો (૭) પઢી પછી નાવરીયાનો જે જોતી હોય તે હાથ ખષનઓથર અહુરહે મજદાઓ અષેમ વોહુ (૧) પઢાવી પાવ કરાવે પછી નાવરયાને એખલોજ પઢાવી આતશનુ ખુઆન પાવ કરાવે પછી બેઉ હાથ પાવ કરાવી યથા અહુવઇરયો (૨) પઢતા હીદોલા પગ ઉભો રાખી બાજમા ત્રણે જણા યાદ કરે–રાથવી ખુઆનને નીચે અષેમબોયના પથરાનો પેવદ લગાડી તે પર આરણી મુકી ખુમચામા દરૂન ગોમોદો લગાડી મુકે અષેમબોય પત્થરા જગ્યાએ મુકી માડે તેની આગળ ઘઉના બે ખુમચા નારીએળ સાથે પાવીમા પશ્ચીમ દીસાએ મુકે અને તેની વચ્ચે ગુરૂજ મુકે ત્રીજો ઘઉનો એક ખુમચો નારીએળ સાથે પુર્વ દીસાએ મુકે જોતી નાવરયાને જેમ મીનોનાવર કરે તેમ બધુ કરતો પઢાવે રાથવી રાથવીનુ પઢવાનુ પઢે અને ક્રીયા કરે એ પ્રમાણે ધારા પ્રમાણે બરાબર રીતે નાવરયાને મીનોનાવર કરાવે પછી મીનોનાવર પુરી કરી બીજી પાવીમા આવી ત્રણે જણા સાથે બાજ મુકી કુસ્તી કરી નાવરયાના બેઉ હાથ પાવ કરી જોતીબી પોતાનો હાથ પાવ કરી હાવનીમ લઇ ત્રણે જણા સાથે

કુવા પર જઈ જોર મેલવે અને ગેવરાવાલા મોબેદો પાછી પાદીઆવ કુસ્તી કરે અસ્તામા અવાવ કરે

પછી જે ગેવરો રાખનાર હોય તે બાજ ધરી ઘેરે જઇ ખાનું ખાઈ ગેવરો રાખે. સાજે આવી તેને પાને ૯૩ મે મીનો નાવરની બાજ લખી છે તે પ્રમાણે મીનો નાવરની બાજ ઇજાવે પછી ખાનુ ખવડાવી બાજ મુકાવી મીનો નાવરનુ " અહુરેમ મજદામ " હુદાઓઘહેમનુ આફ્રેગાન કરાવે બીજે દીવસે પેલો મોબેદ બીજા મોબેદને ગેવરો આપે પછી તે નવો ગેવરો લઈ નાવરચાને ધારા પ્રમાણે સરોશની ઇજશને કરાવે જોતીનુ નાવરચો પઢે રાથવીનું ગેવરાવાલો પઢે અને નાવરચાને બધી ક્રીયા કરી પઢાવે ઇજશની પુરી કરી જોડ મેળવી પછી નાવરચાને સરોશની બાજ પાને ૯૬ મે લખ્યા પ્રમાણે ઇજાવે. અને ખાનુ ખવાડી બાજ મુકાવી સરોશનુ આફ્રેગાન કરાવે એ સઘળુ સવારેજ હાવનગેહમા કરાવે સાજે નાવરચાથી કાઈ થાય નહી તેમજ ખવાય પીવાયબી નહી. જે હોય તે બીજી સવારેજ ખવાડવુ પાવુ

પછી ત્રીજે દીવસે બીજાને ગેવરો આપે તે ગેવરો લઇ નાવરચાને ઉપલી રીતે શીરોજાની ઇજશને કરાવે બીજે દીવસની માફક કરે શીરોજાની બાજ ઇજાવે ખાનુ ખવાડી દહમ યઝદ વીસપએષાનુ આફ્રેગાન કરાવે.

ચોથે દીવસે જેને ગેવરો હોય તે વીસપરદ કરાવે અહુરમજદ રોજની ખષનુમન પઢે અહુરમજદ રોજની બાજ ઇજાવે અને અહુરમજદ રોજનુ આફ્રેગાન કરાવે એટલે નાવર સ પુરણ થયો પછી તેને જામો પીછોડી પહેડાવી ઘરે લઇ જાય

નાવરચાના ગેવરા રાખનાર મોબેદોએ ગોસલ પાણી વીગેરેની ખુબ સભાળ રાખી કામ કરવુ કારણ કે એ કામ જોખમભરેલુ છે જો કાઇબી હરકત થઇને નાવરચો નાવરે ગયા પછી ગેવરો રદ થાય તો નાવરચો સદાનો રદ થાય છે તે ન તો ઓસ્તામા કે ન તો એરવદમા કાઇમા ગણાઇ શકાતો નથી . માટે ખુબ સંભાળ રાખવી તેમજ આપણો ગેવરામા બેથી ત્રણ મોબેદો રાખવાનો કાયદો છે માટે તેમજ કરવુ

---

## હમાયશતનાં ફરેસ્તાઓના નામો અને તેની હકીકત

હમાયસ્ત બે રીતે થાય છે એક મોટી અને એક નાની, મોટી હમાયસ્તની ૧૪૪ ઇજશને અને ૧૪૪ વદીદાદ થાય છે અને નાની હમાયસ્તની ૧૪૪ ઇજશને અને ૧૨ વદીદાદ થાય છે મોટી હમાયસ્તમા એક એક ફરેસ્તાએ બાર ઇજશને અને બાર વદીદાદ થાય છે દરરોજ ૧૨ જોડ મોબેદે એક ફરેસ્તાની બાર ઇજશને અને બાર વદીદાદ કરવા અને બાર દીવસે હમાયસ્ત પુરી કરવી,

નાની હમાએસ્તમા એક ફરેસ્તાએ બાર ઇજશને અને એક વદીદાદ થાય છે એવી ૧૨ જોડ મોબેદોએ રોજ એક ફરેસ્તાની બાર ઇજશને કરવી પણ જો મોબેદની જોડ કમતી હોય તો રોજ બબે ઇજશને કરી શકાય છે પણ મોટી હમાયસ્તમા મોબેદની જોડ કમતી હોય તો દીવસ વધારે લેવા પણ ઇજશને વદીદાદ રોજ એક જોડે એકેકોજ કરવો બનતા સુધી એક સાથેજ બધી ઇજશને વદીદાદ થાએ તો વધારે સારૂ.

હમાએસ્તના ફરેસ્તા નીચે મુજબ છે.

| | | |
|---|---|---|
| ૧ દાદર અહુરમજ | તથા | ૨ તેશતર તીરયઝદ |
| ૩ ખુરશેદ યઝદ | તથા | ૪ મહોર યઝદ |
| ૫ આદરયઝદ | તથા | ૬ આવા યઝદ |
| ૭ સ્પનદાદ | તથા | ૮ ગુવાદ |
| ૯ ખુરદાદ | તથા | ૧૦ અમરદાદ |
| ૧૧ સરોસયઝદ | તથા | ૧૨ અરદાફરવષ |

ઉપર મુજબ જે ફરેસ્તાની ઇજશને યા વદીદાદ કરવો હોય તેની ખષનુંમન જે રોજને નામનો ફરેસ્તો હોય તે રોજની પઢવી અને તેજ રોજને નામના ફરેસ્તાની ખષનુમનથી બાજ ઇજવી અને આફ્રીગાન કરવુ

---

## જીદેરવાંન કરવાની બીનાં

આપણા જરથોસ્તી મહજબમા દરેક મરદ અને માસીક માદગી પછી ઓરતે દર વરષે પોતાના જીદેરવાનના ત્રણ સરોસ તથા ૩ વદીદાદ કરાવાનુ ફરમાન છે અને તે ઉપરાત દર વર્ષે ગાથા રપીથ્વન આફ્રેગાન બાજ વીગેરેબી કરાવવાની ખાસ જરૂર છે એથી મરણ પછી કરાવનારને મોટા ફાયદા છે માટે એ રીતે જીદેરવાન કરાવાની દરેક જણની ફરજ છે એવા કારણોને લીધેજ આપણે ત્યા ખાસ જીદેરવાન કરાવાનો કાયદો હજી જારીજ છે અને તે નીચે મુજબ કરવામા આવે છે

પ્રથમ જેનું જીદેરવાન કરવુ હોય તેને માટે એક જોડ મોબેદ અથવા ધણી ધણીઆનીનુ જોડાનું કરવુ હોય તો તે માટે બે જોડ મોબેદો પાછલી રાતે ગોસલ કરી નવા કોરા ધોયલા કપડા પહેરી દરેમહેરમા જાય ત્યા ફરજીઆત કરે પછી બીજા ચાર મોબેદો જેની નૈયતે જીદેરવાન કરવુ હોય તેની નૈયતે ચાર પાવીમા જુદી જુદી પાચતાઓની ખુબ કરી મોટુ પરગણુ કરી નવુ હોમ-

જીવામ બનાવી જીદેરવાન કરવાવાલા ચાર મોબેદોને મીનોનાવરની સરતે પાવ ખુબ કરાવે પછી એમાથી ફારેગ થઈ મોટી ખુબવાલા બેઉ જોડ બે જુદી અલાયદી પાવીઓમા બેઉ જોડ જુદા જુદા મોટા પરગણા કરી નવા હોમ જીવામ બનાવી બેઉ જોડે સરોસની ખષનુમનથી જી દેરવાન વાલાની નૈયતે સરોસની ઈજશને કરે એમાથી ફારેગ થઇ બેઉ જોડ સરોસની બાજ ઇજી ખાણુ ખાએ ખુમ સાચવી રાખે પાયે ગેહમા ફરજીયાત કરે અને ઉજીરન ગેહમા જી દેરવાન વાલાની નૈયતે જોડાની બે જુદી જુદી સરોસની બાજ ઇજે પછી રાતના અઇવીસરૂથ્રે મગેહમા બેઉ જોડ આતરવક્ષી સાથે સરોસનો કરદો કરે અને સવે ચાર વાગે ઉઠી ફરજીયાત કરી સરોસની ખષનુમનથી બેઉ જોડ સરોસનો વદીદાદ કરે એમાથી સવારે ફારેગ થઇ બાજ ઇજી ચાહે પી પાછા સરોસની ઇજશને બેસે રાતે સરોસનો કરદો કરે અને હુષેન ગેહમા વદીદાદ કરે એ રીતે પહેલે દિવસથી ત્રણ દીવસ સુધી ત્રણ સરોસ અને ત્રણ વદીદાદ બેઉ જોડ કરે અને સરોસનો કરદો કરે એ રીતે ત્રણ દીવસ સુધી કરે પછી ત્રીજે દીવસે બીજી બે જોડ સરતે પાવ ખુબ કરે અને રાતે હુષેન ગેહમા બાજ શીયાવ બાજ ચેહારમની ચાર ઇજે **૧ રસ્ને આસ્તાદ-૨ મીનોરાંમ-૩ સરોસ-૪ અરદાફ્રવષ** એ રીતે જોડાંની હોય તો જોડાની ઇજે પછી પાછલી રાતના ઉઠ મણું કરે તેમા જોઇએ તેટલા મોબેદોને બોલાવે ધુપસારે એમાંથી ફારેગ થઇ ખુબવાલાજ બેઉ મોબેદો **દહમયજદ વીસપએષાંમ**નુ આફ્રેગાન બે જોડે આતર વક્ષી સાથે કરે પછી મોબેદો એમાથી ફારેગ થઇ ફરીથી કુસ્તી કરી મોટુ પરગણુ કરી નવું હોમ જીવામ બનાવી અરદાફ્રવષની ખષનુમનથી અરદાફ્રવષની ઇજશને બેસે એમાથી ફારેગ થઇ અરદાફ્રવષની તથા સરોશની બાજ ઇજે એટલે જી દેર-વાન સંપુરણ થયુ મોબેદોને જોઇએ તો ચાહરૂમની ચાશણી કરાવે કોઇને જોઇએ તો એક અથવા બેબી વદીદાદ કરાવે ઉપર મુજબ સઘળુ કામ જેમ રૂવાનનું ચાર દીવસનું કરવામા આવે છે તે પ્રમાણેજ બધુ કરવુ ફક્ત ફરક એટલોજ કે તે રૂવાનનું અનુશહેરવાનનુ થાય અને આજીવતાનુ જીદેરવાનનુ થાય કોઇએ પોતાનું એખલાનુ કરાવવુ હોય તો ઉપલી રીતેજ એક જોડ મોબેદોએ કરવુ અને જેને જોડાનુ કરવુ હોય પણ મરદ યા ઓરત જેનું મરણ પામ્યુ હોય તો એજ પ્રમાણે કરવુ જે જીવતુ હોય તેનુ જી દેરવાન નામગરણુ લેવુ અને જે મરણ પામ્યુ હોય તેનુ અનુશહેરવાન નામ લેવુ.

હવે જેની શક્તી હોય તે ઉપર મુજબની ક્રીયા નવા બરસ્નુમ આપીને કરાવે તો વધારે સારૂ તે એવી રીતે કે બરસ્નુમન લઇ ૧૦ મે દીવસે સરતે

પાવ ખુબ કરી બીજે દીવસથી ઉપર મુજબ ક્રીયા ફરીથી મીનો નાવરની ખુબ કરી માડવી તેમજ જેની શક્તી હોય તેને જેમ આખુ વરષ રૂવાંનનું કામ થાય છે તેમ ચાલુ આફ્રેગાન બાજ શીરોજા વીગેરે કરાવવુ

---

## ગેતીખરીદ કરવાની બીનાં

જેની નૈયતે બરસ્નુમ લીધુ હોય તેની નૈયતે ગેતીખરીદ કરવી જોઇએ તે માટે જેને બરસ્નુમ લીધુ હોય તે અને તેની જોડે તેના સાથી તરીકે એ મોબેદો દરેમહેરમા જાય ત્યા જઇ કુસ્તી કરી ફરજીયાત કરી ઈજશને ના આલાતો (અસ્તામા) ઉજાડી સાફ કરી ચોખ્ખા કરી પાવીમા કુંડીના ખુઆન પર લાવી મુકે પછી એક મોબેદ જુદી અલાયદી પાવીમા બેસી જેની નૈયતે ગેતી ખરીદ માડવી હોય તેની નૈયતે પાચતાએની ખુબ કરી નવુ હોમજીવામ બનાવી મોટું પરગણુ કરે જીવામનામી સઘળુ પરગણુ દરૂન મુકી તૈયાર કરે પછી બીજા મોબેદ સાથે બાજ લઇ તેને મીનોનાવરની ઇજશને કરાવે એટલે ઇજ-શને બેસનારે પહેલો ગેવરો લીધો કહેવાય ઈજશને પુરી કરી તેમાથી પરવારી ગેવરો લેનાર બીજું કાઇબી ક્રીયાકામ યા બાજ ઇજવાનું કામ કાઈ કરે નહી અને ખાણુ ખાતી પીતી વખતે તે દીવસે જે રોજ હોય તે રોજની બાજ ઇજી ખાનું ખાય અને ગેવરો પાકી પરહેજગારીથી પાચે ગેહની બદગી કરી સભાળી રાખે

પછી બીજે દીવસે પહેલા ગેવરાવાલો સવારે ફરજીયાત કરી મોટું પર ગણુ કરી નવું હોમજીવામ બનાવે અને પેલા બીજા મોબેદને મીનો નાવરની ઇજશને બેસાડે અને તે પુરી કરી તેમાથી પરવારે એટલે તે બેસનારે બીજો ગેવરો લીધો કહેવાય પછી બેઉ જણા જુદી જુદી બાજ ઇજી ખાનુ ખાય નવા ગેવરાવાલો જે રોજ હોય તેની બાજ ઇજે અને જુના વાસી ગેવરાવાલો એટલે આગલે દીવસના ગેવરાવાલો જે માહ હોય તેની બાજ ઇજી ખાનુ ખાય

ત્રીજે દીવસે નવા ગેવરાવાલો એટલે બીજે દીવસના ગેવરાવાલો મોટુ પર ગણુ કરી નવુ હોમજીવામ બનાવી પેલા પહેલે દીવસના ગેવરાવાલાને મીનો નાવરની ઇજશને બેસાડે તેમાથી બેઉ જણા ફારેગ થઈ આગલે દીવસની માફક બાજ ઇજે નવા ગેવરાવાલો જે રોજ હોય તેની ઇજે અને જુના ગેવરાવાલો મહાની ઇજે=એવોબી કાયદો છે કે જુના ગેવરાવાલાને ખાસ ગેવરો રાખવાની જરૂર નથી તે નવા ગેવરાવાલાને ગેવરો આપી યાને મીનો નાવરની

ઇજશને બેસાડી તેમાથી ફારેગ થઇ પોતે બીજુ' કામ કરી શકે છે પછી તેનો ગેવરો રાખવાની જરૂર નથી તેમજ નવા ગેવરાવાલોબી પહેલા ગેવરા શીવાય બીજે ગેવરેથી બીજુ કામ કરી શકે છે પણ તેનાથી કોઇ બીજી ઇજશને યા વદીદાદ બેસી શકાય નહી યાને જોતી થવાય નહી બાકી રાથવીનુ કામ કરી શકે છે.

હવે ઉપર મુજબ રોજ મોટુ પરગણુ કરી નવુ હોમજીવામ બનાવી છ દીવસ સુધી અવાર નવાર મીનોનાવરની ઇજશને કરી ગેવરા સભાળી રાખવા અને છઠ્ઠે દીવસે મીનોનાવરની ઇજશને કરી રહી છ ગેવરા પુરા કરી હમકલમ થાય એટલે બેઉ જણા પાસે પાસેની પાવીમા જુદી જુદી બાજ ઇજવા બેસે નવા ગેવરાવાલો જે રોજ હોય તેની બાજ ઇજે અને જુના યાને વાસી ગેવરાવાલો જે મહા હોય તેની બાજ ઇજે બેઉ જણા ચાસણી કરી પછી ગોસોદોવાલા દરૂનમાથી એક ચાસણી ભાજી ગોસોદો ઉરવર આપે શાથે બેઉ જણા અરસપરસ બેઉ જણાની પાવીનુ જોડાણ રાખી એકમેકને આપી ચાસણી કરે એટલે તે પોતાની બાજની ચાસણી એને આપે અને એ તેને આપે અને ચાસણી કરે એટલે હમકલમ થયા એટલે બેઉનો અમલ સરખો થયો પછી બાજ મુકી કુસ્તી કરે પછી તેમાથી ફારેગ થઇ એક જણ નવો ગેવરો રાખે પછી સાતમે દીવસે બીજો મોબેદ સરતે પાવ ગેવરો લઇ બેમાથી ગમે તે એક જણ સરોશની ઇજશને બેસે તેમાથી ફારેગ થઇ નવો ગેવરો એક જણ જાલવી રાખે. પછી આઠમે દીવસે બીજો મોબેદ નવો ગેવરો લઇ શીરોજાની ઇજશને બેસે એમાથી ફારેગ થઈ બેઉ જણા ગેવરા જાલવી રાખી નવમે' દીવસે દાદાર અહુરમજદની ખષનુમનથી વીસપરદ કરે અને દાદાર અહુરમજદની બાજ ઇજે એટલે ગેતી ખરીદ પુરી થઇ.

છઠ્ઠા ગેવરા પછી ધારા પ્રમાણેબી ગેવરા લઇ ઇજશને થઇ શકે છે. જ્યારે ગેવરાનો અમલ હોય ત્યારે બીજી કોઇબી ઇજશને, વદીદાદ જોતી તરીકે બેસવુ' નહી કારણકે એમ કરવાથી ગેવરો રદ થાય છે પણ રાથવી તરીકે કામ થઇ શકે છે. તેમજ વીસપએષામવાળી ખષનુમનની બાજ ઇજવી નહી

## નીર'ગદીન કરવાની બીનાં.

પ્રથમ સાબેત પતે પઢી પક્કી યોજદાથ્રેગરી કરનારા બે મોબેદો કે જેઓને ગોસલ પાણીની હાજત નહી હોય તેવાઓ નીરગદીન ઇજવા માટે તૈયાર થાય તેઓને બરશ્નુમ દેવા બીજા બે મોબેદો દરેમહેરમા જઇ ફરજીયાત કરી એક જણ અલાયધી પાવીમા પાયતાબેની ખુબ કરી નવુ' જીવામ લઇ મોટુ પરગણુ

કરી બીજાને મીનોનાવરની મોટી ખુબ કરાવે પછી મીનોનાવરની ખુબવાલો પેલા બીજાને મીનો નાવરની મોટી ખુબ કરાવે પછી બેઉ મોબેદો બરશીગે જઈ પેલો બેઉ નીરગદીન કરનારાઓને ચોકશ તરતીબથી બરશ્નુમ દીએ બરશ્નુમ લઇ નવરાત પુરી કરી દશમે દહાડે નવશો નાઇ ફારેગ થઇ દરેમહેરમા બેઉ જણા આવી રહે પછી અગીઆરમે દીવસે ઉપલા બરશ્નુમ દેનાર મોબેદમાથી એક જણ દરે મહેરમા જઇ ફરજીયાત કરી અલાયધી પાવીમા બેસી પાચતાએની ખુબ કરી મોટુ પરગણુ કરે. એટલે નવો હોમ ગાલે પછી નીરગદીનના કરનાર એક જણને વણીજ સભાળથી મીનો નાવરની મોટી ખુબ કરાવે પછી બારમે દીવસે મોટી ખુબવાલો નીરગદીનવાલો મોબેદ પાચતાએની ખુબ કરીને પેલા બીજા નીરગદીનવાલા મોબેદને મીનોનાવરની ખુબ કરાવે જાણવુ કે જો બીજી હાવનનો અમલ હોય અને વખત મલતો હોય તો બીજા મોબેદને અગીઆરમે દીવસે ખુબ કરનારો મોબેદ પાછી પાચતાએની ખુબ કરી મોટુ પરગણુ કરી મીનો નાવરની મોટી ખુમ કરાવે અને જો બીજી હાવનનો અમલ નહી હોય તો બારમે દીવસેજ ઉપર મુજબ કરાવે એ પ્રમાણે મોટી ખુબ કરી ફારેગ થયા પછી બીજે દીવસે જણ એક પાચતાએની ખુબ કરી નવુ જીવામ લઈ મોટુ પરગણુ કરી બીજા મોબેદને મીનોનાવરની ઇજશને કરાવે એટલે ગેવરો આપે ફારેગ થયા પછી જે મોબેદે ગેવરો લીધો છે તે મોબેદ જે રોજ હોય તે રોજની બાજ ઇજી ખાનુ વીગેરે ખાએ પીએ અને ગેવરો પાકી પરેજગારીથી સભાળી રાખે બીજે દીવસે જે મોબેદને ગેવરો છે તે મોબેદ નવુ જીવામ લઇ મોટુ પરગણુ કરી પેલા બીજા મોબેદને ગેવરો આપે એટલે મીનોનાવરની ઇજશને કરાવે તેમાથી ફારેગ થઇ જે મોબેદે નવો ગેવરો લીધો છે તે જે રોજ હોય તેની બાજ ઇજી ખાએ પીએ અને જેને ગઇ કાલનો વાસી ગેવરો છે તે જે મહા હોય તે મહાની બાજ ઇજી ખાએ પીએ એ પ્રમાણે નીરગદીન કરનારા બેઉ મોબેદો દીવસ છ સુધી છ ગેવરા ઉપર મુજબ અવાર નવાર લઇ ખુબ પાકી પહરેજગારીથી જાલવે પછી છઠે દીવસે ગેવરો લઇ ફારેગ થઇ બેઉ જણા ઉપર મુજબ બાજ ઇજી એટલે નવા ગેવરાવાલો જે રોજ હોય તેની અને વાસી ગેવરાવાલો જે મહા હોય તેની બાજ ઇજી હમકલમ થાએ એટલે બે જણનો સરખો અમલ થયો ખાણુ ખાઇ બાજ મુકે અને ખુબ સભાળ અને અષોઇથી ગેવરા જાલવી રાખે અને જ્યારે ખાનુ ખાવા પાછી બાજ ઇજે ત્યારે સરોસની બાજ બધે જણા સાથે ઇજી ખાણુ ખાએ પીએ.

નીરગદીન માટે નીચે મુજબ નવા વાસણો તયાર રાખવા કલઇના કારણા

૨) કલઇના કલશીઆ ૪) કારણા પર આવે તેવા કાશીઆ ૪) વરસના બાલ બાધવાની વીટી (રીંગ) સુનાની ૧) તેમ અસ્તામાના બધાં વાસણો જો નવાં હોય તો નવાં લેવા નહી તો પછી જૂના લેવામા કાંઇ અડચણ નથી

પછી પેલા બેઉ ગેવરાવાલા મોબેદો સાતમે દીવસે બામદાદે શકારે ઉઠી તૈયાર થઇ હાવન ગેહ થાએ કે તુરત પાદીઆબ કુસ્તી કરી સરોસબાજ ગેહ પઢે પણ તે અગાઉ પાવીમા બે આફ્રેગાન્યા પર આતશ ખુબ રોશન કરી તેયાર રાખે નવા કારણા કલશીઆ ઉજાગી સાફ કરી પાવીમાં ચોખ્ખા કરી પાણીએ ભરી લાવી હીંદોલા પર મુકે પછી બેમાથી એક જણ પેલા કારણા કલશીઆ પાવ કરે પહેલા એક કલશીઆએ બીજો કલશીઓ પાવ કરે પછી તે પાવ કીધેલા કલશીઆએ હાથમાનો કલશીઓ પાવ કરે અને પાછો પાવ કલશીઓ હાથમા લઇ હાથમાનાં કલશીઆને પાછો પાવ કરે એ રીતે પાવ પાણીથીજ બધાં કારણા કલશીઆ પાવ કરે પછી જે નીરંગદીન માટે કારણુ કલશીઆ હોય તેમાનુ પાણી ખાલી કરી આતશના પાતરા આગળ જઇ તે કારણુ કલશીઓ ખુશક યાને કોરડુ' કરે તે એવી રીતે કે તેમા જરાબી પાણીનો પસરાટ રહે નહી તે પ્રમાણે એકદમ કોરડા કરી તેયાર કરે

એ અગાઉ દરેમહેરના કમ્પાઉન્ડમા આગલે દીવસથી ૨૦ થી ૩૦ ગોધા દુરથી પાવીઓ બણાવી સોજરૂ જગ્યા પર લાવી બધાવવા અને ત્યા વરસયાજીને લાવી બાધવા પછી પેલા નીરંગદીન કરનારા બેઉ જણા ખુશક કીધેલુ કારણુ લઇને પહેલા વરસીયાજી પાસે જાય અને ત્યા વરસીયાજીને જાલવા તેની નીરંગ આપવા માંડે કે પહેલા અદરથી ત્રણ અગતબે ત્રણ અષેમ વોહુ પરગટ પઢી કારણુ તેના નીરંગથી પાવ કરવુ પછી તેનો નીરંગ જાલી બધા ગોધાઓનો જાલવો નીરંગ જાલતી વખતે કારણુ' નીચે મુકવુ પડે તો ગોધાઓના પગ વચ્ચે એક પત્થર મુકી પછી તે પર કારણુ મુકે એ રીતે બધા ગોધાનો નીરંગ જાલી કારણુ લાવી પાવીમા હીંદોલા પર થોડીક રેતી નાખી તેની ઉપર મુકે પછી ફરીથી નીરંગ જાલવા જાય ત્યારે કલશીઓ જે પાવ કરી ખુશક કીધેલો છે તે લઇ જવો અને નીરંગ જાલી લાવી કારણુમા નામીઆ કરવો

જો બીજી હાવન હોય તો ત્રણે ગેહમા નીરંગ જાલવો રપિથ્વન ગેહ હોય તો જાલવો નહી પહેલો નીરંગ જાલી લાવ્યા પછી પેલા જે ચાર કાશીઆ છે તેમાંના બે કાશીઆ પાવ કરી આતશ આગળ ખુશક યાને કોરડા કરી ઉચે તાકમા પથર પર મુકવા અને જો રપીથ્વનનો અરુમ હોય તો નીરંગનુ કારણુ' અધુરૂ હોય યા ભરેલુ હોય તેને તાક પર જે કાશીઆ બે

મુકયા છે તેમાથી ઊગમણુદીસા તરફનો એક લઈ તે પર ઢાકવો કારણુ કે રપીથ્વનના અમલમાં કારણુ ખુલ્લુ રખાય નહી

ઉજીરણુ ગેહ સુધીમા નીરગનુ કારણુ ભરઇને તૈયાર થવુ જોઇએ તે ભરઇને તૈયાર થયા પછી પરગણું યાને જોડ કાઢવાની તેયારી કરવી જે પાવી પર નીરગદીનનો વદીદાદ બેસવાનો હોય તે પાવી ધોવાડી સાફ કરાવવી અને અસતામા યાને ક્રીયાના આલાતો તથા વાસણો વીગેરે ઉજાડી સાફ કરાવી કુવાના પાણીથી ચોખ્ખા કરાવી પાવીમા હીદોલા પર મુકાવવા સુનાની વીટી ને નવા વરસના બાલ બાધવા જે નવુ "આવ"નુ કારણુ છે તેને ઉજાડી સાફ કરી ચોખ્ખુ કરી હીદોલા પર મુકવુ વીગેરે દરેક જોઈતી ચીજો તેયાર કરવી=પછી આતશના ખુઆન આગળ પત્થર પર એક અષેમઓએ માડે પછી જે મોબેદ રાથવી કરવાનો હોય તે પરગણુ કરવા જાય પહેલા બીજી પાવીમા ઉભેઃ રહી યથા અહુવઇ-રયો (૧) પઢે પછી બીજી પાવીમા જઈ અષેમવોહુ (૧) પઢે પછી હીદોલા પર બેસે અને બાજમા બનામી યઝદ થી પઢી ઉપર મુજબ કલશીઆ બે તથા કારણા ત્રણ પાવ કરે પછી અસ્તામાની કુડી પાવ કરે પછી ખુઆન પાવ કરે આવનુ કારણું ત્થા બીજા કારણા કલશીઆ હોય તે બાજુની હીદોલીપર મુકે ને ખુઆન પાવ કરી ખુઆનપર પરગણુ કરવા આલાતો ગોઠવે પછી "એવીઅઘેન" અને "ઉરવરામ" લઇ આવે હોમસલીના ટુકડા સાત પાવ કરી ઉરૂવરામની સાથે ખુઆનપર મુકે "એવીઅઘેન' મહારૂએના પગ ઉપર મુકે પછી વરસ પાવ કરી જોડની બાજ લઇ જોડ કાઢે કુલીઆ તેની જગ્યાપરજ મુકે પછી આલાત બધા સરખા કરી પહેલા ખુમચો પાવ કરી કુડી ઢાકે પછી મોટું તપેલુ પાવ કરી આલાત ઢાકે પછી વાટી એક પાવ કરી ખુઆનપરજ મુકે પછી શેતરજા યાને દરીએના પત્થરા ૨૦-૨૫ પાવ કરી વાટીમા મુકે, પછી કારણાના બાધન પાવ કરી વાટીમા મુકે, પછી ખુમચી પાવ કરી વાટીપર ઢાકે, કારણા કલશીયા પાવ કરી ઢાકવા પછી રેતી મગાવી ખુઆન આગળ નીરગદીન તથા આવના કારણા (ઘહડા) મુકવા નાખવી પછી પરગણુ કરવા બેઠેલો મોબેદ ઉઠી જઇને નીરગદીનનો ઘડો ઉચાડી કાશીઓ તાકપર પત્થર પર ઉગમણુ દીશાએ મુકી ઘડો લાવી ખુઆનની દાહબી બાજુ મહારૂએની સનમુખ રેતીના ઢગની ઉપર ગોઠવીને મુકે પછી તે મોબેદ પાછો જઈ નીરગદીનનો કલશીઓ લાવી નીરગથી નરગદીનના ઘડાને બાજમા ત્રણ વાર અષેમવોહુ (૩) પઢી પાવ કરે કલશીઓ ત્યાજ મુકે પછી બીજો મોબેદ નીરગદીનના ઘડા પર ઢાકેલો જે કાશીઓ છે તે લાવી પેલાને આપે તે લઇ નીરગદીનના ઘડા પર તે ઢાકે પછી

હાથ ધોઇ સાફ કરી આવનો ઘડો જે પાવ કરી હીદોલી પર મુકેલો છે તે લાવી ખુઆનની જમની બાજુ નીરંગદીનના ઘડાની પાસે મુકે અને પેલો મોબેદ તાક પરથી બીજો પાવ કાશીઓ લાવે તે લઇ આવના ઘડા પર ઢાકવો અષેમબોય માડેલી છે તે રહેવા દેવી પછી પરગણુ કરનાર મોબેદ પાવી બહાર આવી બાજ મુકી કુસ્તી કરે ખાનું ખાવુ હોય તો સરોસની બાજ ઇજી ખાએ રાતે અઇ-વીસુથ્રેમ ગેહમા ચેસગો રાખી ખુબ રોશની કરે અને આતશનુ પાતરૂબી ખુબ રોશન રાખે અને આખી રાત ત્યા ખુબ સભાળ રાખે

પછી હુષેન ગેહમા ખુબ તદબીરથી કપડા બદલી કુસ્તી કરી તૈયાર થવું પછી હુષેન ગેહની પાછી કુસ્તી કરી સરોસ બાજ, ગેહ ત્થા બેઉ જણે પતેત પઢવી. પછી ઉજીરગેહમા પરગણુ કરનાર મોબેદ જે રાથવી કરનાર છે. તે યથા૦ અષેમ૦થી બાજ લઇ પાવીમા જઇ જીવામ માટે રાખેલુ કુલીઉ લઇ પાવ કલશીઓ ઉઘાડી કુલીઉ પાવ કરી બકરીનું જીવામ લે અને બાજ મુકી કુસ્તી કરે

પછી પરગણુ કરવા બીજી પાવીમા એક યથા અને એક અષેમવોહુ પઢી પાવીમા જાય અને હીદોલાપર બેસે પછી બીજો મોબેદ પાવ કલશીઓ લઇ તેના બેઉ હાથ પાવ કરાવે પછી હાથ પાવ કરીને ખુઆન ઉપર જે આલાત ઢાકેલો છે તે પરનુ પાવ તપેલુ ઉઘાડી પેલા બીજા મોબેદના હાથપર ઉચેથી આપે તે લઇ તે એક તરફ મુકે પછી શેતરજાની ( કાકરાની ) વાટી ઉપરનો ખુમચો ઉઘાડી પેલા મોબેદને ઉચેથી આપે પછી વાટી આપે તે મોબેદ એ બધુ એક તરફ હીદોલીપર મુકે પછી અસ્તામાનુ તપેલુ ઉઘાડી તે પરનો ખુમચોબી પેલા મોબેદને આપે પછી મોટુ પરગણુ શરૂ કરે પહેલા "એવીઅવેન" લઇ વીટા-રાસાથે બરશમ બાધે પછી હોમસલી પાવ કરે પછી વરસની બાજ લઇ અહુરાય મજદાએ આખુ પઢી યથા અહુવઇરયો જઓતા ફરામે મરૂતે પઢે. ત્યારે પેલો પાસે ઉભેલો મોબેદ જે અષેમઓએ પત્થરપર માડેલી છે તે મુગે મોહડે લઇને ચમચે કરી આતશપર મુકે પરગણુ સપુરણ કરી રહે કે ઉપરવાળો મોબેદ જીવામનુ કુલીઉ લાવી આપે તે લઇ રાથવીજ નામે પછી બરશમપર હાથ મુકી બેસી રહે

પછી જોતી પાવીની બહાર આવી જોડા પહેડી મીજલશની રજા લઈ બીજી પાવીમા બાજ લઈ પાવીમા આવે નીરંગદીનનો વદીદાદ સરોશની ખષનુ-મનથી બેસવાને માટે યથા અહુવઇરયો (૫) પઢવી તેમા પહેલી બે સંપુરણ પઢી જાય બાકીની ત્રણ પઢતા પયઓથનનાંમ પઢતા નીરંગદીનનો ઘડો ઉઘાડી

નીરંગ જોઇ ઘડો પાછો ઢાકી દીએ અને હાથ આતશ આગળ ખુશક કરે પછી **અઘેહઉશ મજદાઇ** પઢતા આવનો ઘડો ઉઘાડી આવ જોય અને પાછો ઢાકી દીએ એ પ્રમાણે ત્રણ **યથા અહુવઇરયો** પઢતા ત્રણવાર ઉપર મુજબ નીરંગદીન અને આવનો ઘડો ઉઘાડી જોય દરેક વખતે ઘડો ઉઘાડે તે પહેલા આતશ આગળ હાથ ખુશક કરવો જયારેબી ઘડો ઉઘાડે ત્યારે એ રીતે કરવુ પછી કલશીઓ લઈ જમનો હાથ પાવ કરે પછી **નેમસતે આતરશ** પઢી જાય **અષેમ વોહુ (૩)** પઢે તેમા **અષેમ** પઢતા નીરંગદીનનો ઘડો ઉઘાડી નીરંગ જોઇને પાછો ઢાકી દીએ અને હાથ ખુશક કરી **વોહુ** પઢતા આવનો ઘડો ઉઘાડી જોએ ને ઢાકી દીએ એ મુજબ ત્રણ **અષેમવોહુ** પઢતા ત્રણ વાર ઉપર મુજબ નીરંગદીન અને આવના ઘડા જોય પછી **ફ્રવરાને૦ ફ્રસસતયએચ યથાઅહુવઇરયો જઓતા ફરામે મરૂતે** પઢે અને પરગાણુ કરનાર રાથવી જે બરસમ પર હાથ મુકી બેઠો છે તે **યથા અહુવઇરયો ઈઓ જઓતા ફરામે મરૂતે** પઢે અને ઉઠી બહાર બીજી પાવીમા આવી બાજ મુકી કુસ્તી કરે જોતી બુઆન પાવ કરી બેઉ હાથ પાવ કરી હીટોલા પર જઈ ઉભો રહી બાજમા યાદ કરે પછી રાથવી બાજ લઇ પાવીમા આવી પાચ અને બે મલી સાત **યથા અહુવઇરયો** પઢે પછી બાજમા બેઉ જણા યાદ કરે યાદ કરી રહી બેઉ જણા સાથે પરગટ **ફ્રરસતુયે હુમતોઇબયસચા** પઢે **ફ્રરસતુયે** પઢતા રાથવી નીરંગદીનનો ઘડો ઉઘાડે તે નીરંગ બેઉજણા જોએ ને ઢાકી દીએ અને **હુમ-તોઇબયસચા** પઢતા આવનો ઘડો રાથવી ઉઘાડે તે આવ બેઉ જણા જોય એટલુ યાદ રાખવુ કે ઘડા ઉઘાડી જોઇને તુરત ઢાકી દેવા આગળ પઢે પછી **અષેમ વોહુ** (૧૦) પઢતા પહેલા છ પઢી જવી બાકી ચાર પઢતા **અષેમ** પઢતા નીરંગદીનનો ઘડો ઉઘાડી બેઉ જણે નીરંગ જોવો અને **વોહુ** પઢતા આવનો ઘડો ઉઘાડી બેઉ જણે આવ જોવુ એ પ્રમાણે ચાર **અષેમ વોહુ** પઢતા ચાર વખત ઉપર મુજબ કરવુ પછી **યથા અહુવઇરિયો** (૧૦) પઢતા પહેલા છ પઢી જવી પછી બાકી ચાર પઢતા **યયઓથનનામ** પઢતા નીરંગદીનનો ઘડો ઉઘાડી નીરંગ જોવો અને **અઘહેઉશ-મજદાઇ** પઢતા આવનો ઘડો ઉઘાડી આવ જોવુ એ પ્રમાણે ચાર **યથાઅહુવઇરયો** પુરી કરવી પછી **નેઉયદીયમે** પઢતા નીરંગદીનનો ઘડો ઉઘાડી નીરંગ જોવો અને **હકારીયેમે** પઢતાં આવનો ઘડો ઉઘાડી આવ જોવુ એ રીતે દરેક ઠેકાણે રાથવીજ ઘડો ઉઘાડે અને બેઉ જણા જોએ પછી આગળ પઢીઆ જાય **યસનેમવચો** પઢી **અષેમવોહુ** (૩) પઢે **અષેમવોહુ** (૩) પઢતા **અષેમ** પઢતા નીરંગ જોએ અને **વોહુ** પઢતા આવ જોય એ રીતે ઉપર મુજબ કરી **અષેમવોહુ** (૩) પઢી **ઇથ' ઘહએ૦ બાગેમ યબીબરેસતેમ** રાથવી પઢે **યથા અહુવઇરયો યોજઓતા**

**ફરામે મરૂતે** પઢી રાથવી ઘડો ઉઘાડે તે જોતી **અથા રતુશ** પઢતા નીરંગ જોય અને **અષાતચીત** પઢતા આવ જોય પછી આગળ પઢીઆ જાએ પછી વદીદાદની પહેલી પરગરદ **મરોત** પઢતા રાથવી ઘડો ઉઘાડે તે જોતી નીરંગ જોએ અને **અહુરહો મજદાઓ** પઢતા આવ જોએ આગળ પઢેઓ જાય ૧૯ મી પરગરદમા **યથા અહુવઇરયો (૨૦૦)** પઢે તેમા **પહેલા ૧૯૧** એકશો એકાણુ પઢી જાય બાકી નવ પઢતા રાથવી સેતરજા (કાકરા) ની વાટી લઇ જોતી ની ડહાબી બાજુ **પાસે** ઉભો રહે તેમાથી જોતી પાવ હાથે બે કાકરા લઇ બે **યથા અહુવઇરયોની પયોથનનાંમ** પઢતા રાથવી નીરંગદીનનો ઘડો ઉઘાડે તેમા નાખે પહેલી પઢતા એક નાખે અને બીજી પઢતા બીજો નાખે પછી ત્રીજી **યથા અહુવઇરયો** (૧) એક પઢતા વાટીમાથી એક કાકરો લઇ **અઘહેડેશ મજદાઇ** પઢતા રાથવી આવનો ઘડો ઉઘાડે તેમા નાખે પછી બીજી બે **યથા અહુવઇરયો** પઢતા બે કાકરા ઉપર મુજબ પઢતા નીરંગદીનના ઘડામા નાખે અને એક **યથા અહુવ-ઇરયો** પઢતા એક કાકરો ઉપર મુજબ પઢતા આવના ઘડામા નાખે પછી ત્રીજી વાર પાછી બે **યથા અહુવઇરયો** પઢતા બે કાકરા ઉપર મુજબ નીરંગદીનના ઘડામા નાખે અને એક **યથા અહુવઇરયો** પઢતા એક કાકરો આવના ઘડામા નાખે એ પ્રમાણે છેલ્લી નવ **યથા અહુવઈરયો** પુરી કરે જો કાકરો નાખતા બહાર પડી જાય તો બીજો લઇને નાખવો પછી **ગઓમઅેજેમ ગવઓ દાયતયાઓ** પઢતા નીરંગદીન જોએ અને **બષએ આપેમ મજદદાએતયાઓ** પઢતા આવનો ઘડો ઉઘાડે તે આવ જોય પછી આગળ પઢી વદીદાદ પુરો કરે જોર મેલવી આવી વાટીમા ઘડાના જે બાધણો છે તે પર નીરંગદીનનો કતરો નાખી સુકવે અને નીરંગદીનનો ઘડો ત્રણ આટા મારી સવળા ગાઠે બાધે પછી એજ પ્રમાણે આવનો ઘડો બાધે એ પ્રમાણે નીરંગદીન ઇજાઇ સપુરણ થઇ

---

## નીરંગદીનની ક્રીયાની ખુબી

જરથોસ્તી મહજબની અનેક ક્રીયાઓમા ઉપલી નીરંગદીનની ક્રીયા ઘણીજ મોતેબર અને ઘણીજ સાયન્ટીફીક ક્રીયા છે એટલુજ નહી પણ એ ક્રીયાઓથી તૈયાર થએલી નીરંગદીન વડેજ અનેક ક્રીયાઓનો પાયો અને અષોઇ આગળ વધી શકે છે એ ક્રીયાની મોટી સાયન્ટીફીક ખુબીઓ એ ક્રીયામા નીરંગદીનના અને આવના ઘહડા (કારણા) ઓ ઉપરના ઢાકેલા કાસીઆઓ ચોકશ માથ્રો પઢતી વખતે ઉઘાડી તે પર માથ્રો ફેંકી તુરત ઢાકી દેવામા, તેમજ વારવાર આતશ આગળ હાથ ખુશ્ક (કોરડા) કરવામાજ સમાયલી છે માટે એ ક્રીયા કાઇ સાધારણ ક્રીયા-

ઓની માફક સડસડાટ પઢી જઈ કરવાની નથી પણ ઉપર લખવા મુજબ ચોકશ માથ્રો પઢતી વખતે ચોકશજ ઘડો ઉઘાડી તે પર માથ્ર ફેકી તુરત બંધ કરી દેવો, અને એક કાશીઓ ઉંચકીને ઢાકયો કે બીજો ઉઘાડવા માટે હાથ આતશ આગળ ગરમીથી ખુશ્ક કરવો, તેમજ તબકે તબકે ચોકશ "યથા" "અષેમ" પઢતા ઘડા ઉઘાડી જોવા, અને ૨૯મી પરગરદમા "ગઓમએજેમ ગવઓ દાયતયાઓ" પઢતા નીરંગનો ઘડો અને "બષએ આપેમ મજદદાએતયાઓ" પઢતા આવનો ઘડો ઉઘાડી જોવો, તેમજ એજ પરગરદમા યથા અહુવઈરિયો (૨૦૦) પઢતા ચોકશ છેલ્લીઓ પઢતા નીરંગદીન અને આવના ઘડામા વધતા ઓછા 'સેતરજા" (પત્થરા) નાંખવા વીગેરે, વીગેરે, એવી તરતીબવાલી ક્રીયાઓ પરથીજ આપણુને સાધારણ રીતે ખુલ્લુ માલમ પડે છે કે એ ક્રીયા જેટલી બાતેનથી ભેદ ભરેલી છે તેટલી ખુબીઓથી ભરભુર છે માટે એ ક્રીયા ઘણીજ ગંભીરાઇ અને અષોઇથીજ થવી જોઇએ

હવે એ ક્રીયાની કાઇક ખુબીઓ તપાસીએ કે પહેલા તો બેઉ મોબેદોને એ ક્રીયા કરવા માટે ૧૮ દીવસ સુધી અષોઇની અને અષોઇનીજ ક્રીયાઓના તબકકામાથી પસાર થવુ પડે છે જેથી એ લોકના નીકલતા ક્રીયાના માથ્રો બળવાન અસરવાલા થાય છે અને જ્યારે એવા મોબેદો એ ક્રીયાની વખતે ઘડા ઉઘાડી માથ્રો ફેકે છે ત્યારે નીરંગની ઉપર તે માથ્રોનો અવાજ Sound પડવાથી તેની અંદરની રહી ગએલી દરૂજીઓ નાશ પામે છે તેમજ બેઉ ઘડાઓમા ચોકશ માથ્રો સાથે પત્થર નાખવામા આવે છે તેમાબી એ સાયન્ટીફીક ખુબી સમાયલી છે કે પત્થરની અંદર ચોકશ ખરાબ પ્રવાહ ખેચવાનો પાવર છે જેથી એ પત્થરાઓ ચોકશ માથ્રો સાથે અંદર પડવાથી નીરંગ અને આવને નીરંતર બનાવે છે હવે મોબેદે ઘડા ઉઘાડવા અગાઉ હાથ આતશ આગળ ખુશ્ક કરવો એમાબી જેવી તેવી ખુબી સમાયલી નથી કારણ કે આપણે એટલુ તો સારી રવેશે જાણ્યે છીએ કે પાણીજ નહી પણ પાણીથી ભીજેલા વાસણમાબી જો આપણે નીરંગ રાખ્યે તો તે ખરાબ થઇ જાય છે માટે નીરંગદીન જેવી ચીજ આપણે મહીનાઓ સુધી જાલવી રાખવાની છે તેવી ચીજને એવી ક્રીયાની વખતે જરાબી પસરાટ વાલો હાથ નહિ લગાડવાની ખાસ જરૂર છે આપણે એમ ધારીએ કે જરા થડો પસરાટવાલો હાથ હોય તો શું ? થઇ ગયુ પણ આજની સાયન્સજ કહી આપશે કે આપણો થંડો હાથબી કોઇબી ચીજ પર પડતા અણદીઠીતે તે ચીજ પર અસર કરે છે અને આપણા હાથની થડી તે ચીજમા પેવશ થાય છે જે માટેજ એવી ક્રીયાઓમા ખાસ હાથ ખુશ્ક કરવાનું મોતેબર ફરમાન તદન વાજબી છે.

આ ફકેત ઉડતી તપાસથી આપણને માલમ પડે છે કે મચકુર ક્રીયા રજેરજ સાયન્ટીફીક છે એટલુજ નહી પણ ઘણીજ અષોઈવાલી અને મોતેબર છે માટે એ ક્રીયા કરનાર દરેક આથ્રવને યાદ રાખવુ જોઇએ કે એ ક્રીયા ઘણી ગભીરાઇ અને ધીરજથી ચોકશાઈથી કરવી જોઇએ કારણકે જો આગળ પાછળ માથો પછી આગળ પાછળ ઘડા ઉઘાડવામા આવે તો ખચ્ચીતજ જે નીરંગ અને આવ જે મીશ્ર માથ અને યસનથી પવીત્ર અને અસર કારક થવા જોઇએ તે થઇ શકેજ નહી અને નીરગ નકામો જેવોજ ગણાય માટે એવી મોતેબર ક્રીયા કરવા ઘણાજ લાયક અને સાએસ્તા દાના મોબેદો જોઈએ

---

## નવો વરસીયો ઇજવાની ક્રીયા

નવો "વરસીયો" બનાવવા માટે પ્રથમ એક સુધ કોલો સફેત "ગોધો" (ગાયનો વાછરડો) કે જેમા જરા પણ ખામી નહી હોય તેના આગના કોઇબી ભાગનો એકબી બાલ, યા આખ, યા મોઢું કે પગની ખડી વીગેરે સેજબી કારૂ નહી હોય તેવા એક ગોધાને લાવી પાણીથી નવાડી સાફ કરી દરેમહેરમા લાવી ઉરવીસઘાહમા બાધે

ખુબ યાદ રાખવુ કે ગોધામા જરાબી ખામી હશે, અને અગનો એકબી બાલ યા કોઇબી ભાગ કારો હશે, યા અગનો કોઇબી ભાગ લુલો યા ડાભેલો હશે તો તે તદન ના રવા ગણાય છે

પછી પ્રથમ બે બરશ્નુમવાલા મોબેદો કે જેઓ પક્કી રીતે યોજદાથ્રેગરીનુ કામ કરી જાંણનારાઓ હોય તેઓ કગાઇ કરી નાહી સોના પવીત્ર હાથના ધોયલા ચોખ્ખા કપડા પહેરી દરેમહેરમા જઈ ફરજીયાત કરે પછી જે ધણીની નૈયતે "વરસયો" ઈજવો હોય તેની નેયતે બેઉ મોબેદો "પાયતાએ"ની ખુબ કરે તે કરી રહી બાજ મુકી કુસ્તી કરે પછી જે મોબેદ રાથવી કરવાનો હોય તે બકરીનુ "જીવામ" લઈ જીવામનુ કુલીઉ તાકમા પથ્થર પર મુકી બાજ મુકે.

"વરસીયો" નવો ઇજવા માટે નીચે મુજબ નવા આલાતો જોઈએ

૭ કુલીઆ કલઈના સાત
૧ કઆઈ યાને કાસકી પીતલની એક
૧ સાનસી (પકર જેવો ચીપીઓ) લોખડનો એક
૧ સુનાની વીટી (રીંગ) એક
૧ મકરાજ યાને કાતર એક

૧ ખુમચો કાસાનો યા કલઇનો એક

૧) આગણી એક પીતલની યા લોખડની

ઉપર મુજબ બધા આલાતો તૈયાર કરવા અને બે જોર અસ્તામા ઉજારી ચોખ્ખા કરી તૈયાર કરવા

હવે પહેલા " વરસ " નુ પરગણુ એટલે વરસીયાના બાલની ક્રીયા કરવાની છે તે માટે અસ્તામાની કુડી (તપીલા) મા ઉપર મુજબ લખેલા સાત નવા " કુલીઆ ' ઉજારી ચોખ્ખા કરીને મુકે અને " વરસ " નુ પરગણુ કરવાની તૈયારી કરે પહેલા આતશના ખોઆન આગળ પત્થર પર એક " એષમ-ઔાય " માટે પાડી દાબડીમાથી " હોમસલી " ના ટુકડા ૨) બે કાઢી તાકમા પત્થર પર મુકે પછી ઉપર લખેલી જે " આગણી ' છે તે પાવીમા મુકે અને ઉપર લખેલો ખુમચો છે તેને ચોખો કરી ત્રણ મરતબે ક્ષ્નઓથ્ર અહુરહે મજદાઓ અષેમવોહુ (૧) પઢી પાવ કરે અને તે પેલી આરણી પર મુકે પછી એક ડારૂ કુલીઉ કે જે સાત છે તેમાથી લઇ ઉપર મુજબ પઢી પાવ કરી ઉપલા પાવ ખુમચામા મુકવુ તથા સુનાની વીટી જે ઉપર લખેલી છે તેને ચોખ્ખી કરી ઉપર મુજબ પઢીને પાવ કરી જે પાવ ખુમચામા પાવ કુલીઉ છે તેમા મુકવી પછી અસ્તામામાથી એક નવુ કુલીઉ કાઢી તેને પાવ કરી આતશ આગળ ખુશક (કોરડુ) કરી તેમા દાબડીમાથી થોડીક "ભષમ" (ખાક) કાઢી તે તાકમા પત્થર પર મુકવુ પછી ઉપર લખેલી "મકરાજ" (કાતર) ચોખ્ખી કરી પાવ કરીને ઉપલા પાવ ખુમચામા મુકવી

હવે ઉપર જણાવ્યા મુજબનો સુદ્ધ કોલો "ગોપો" જે તૈયાર રાખ્યો હોય તેને લાવીને અલાયદી પાવીમા બાધે પછે પેલો મોબેદ પાવ ખુમચો છે તે આરણી સાથે "વરસીયો" બાધ્યો છે તે પાવીમા "વરસીયા" ની આગળથી લાવી મુકે પછી રાથવી કરનાર એક મોબેદ એક કલસીઓ પાવ કરી પોતાના જમના હાથમા પકડી રહે અને બીજે દાબે હાથે જે "સાનસી" છે તેને કરી વરસીઓ બનાવવાના ગોધાનુ પુછડુ છેડેના બાલશોથી એક વેત દુરથી પકડે પછી બીજો મોબેદ ગોધાનુ પુછડુ હાથમા પકડીને ઉપર લખેલી "કગાઇ" (કાસકી) છે તે લઇને તેનાથી પુછડાની છેડેના બાલનુ ગુછડુ જે હોય તેને ઓરીને સાફ કરી કાસકી નીચે મુકી દીએ પછી જે મોબેદ હાથમા કલસીઓ લઈ ઉભો છે તેની પાસે તે પાવ કલશીઆમાથી પુછડા પર પાણી નમાવે અને તે પુછડાને ત્રણ મરતબે ચોખ્ખુ કરે તે એવી રીતે કે તેના બેઉ હાથ અને પુછડુ બાલ સુદ્ધા ચોખ્ખુ કરે અને પછી ત્રણ મરતબે ક્ષ્નઓથર અહુરહે મજદાઓ અષેમ

**વોહુ (૧)** પઢી પુછડું પાવ કરે તે એવી રીતે કે બેઉ હાથ સુદ્ધાં પાવ **થાએ** **પછી** તે પાવ પુછડામાથી. ૩) ત્રણ બાલ છુટા પાડે **અને** પેલી આરણી **પરના** પાવ ખુમચામાના પાવ કુલીઆમા જે સુનાની વીટી છે તે લઇને જમના હાથમા પકડે **અને** પછી જે પુછડામાના ત્રણ બાલ છુટા પાડેલા છે તેને વીટીમા ભેરવીને એક **આટો** મારે પછી વીટી દાબા હાથમા પકડી બીજા જમના હાથે પાવ ખુમચામા જે પાવ મકરાજ (કાતર) છે તે જમના હાથમા પકડીને એખલો નીચે મુજબ પઢે **અષેમ વોહુ (૩) ફ્રવરાને મજદયસ્નો જરથુશત્રિશ વી૦ હાવનેએ અ૦ સાવંઘહેએ૦ ફ્રસસ્તયએચ=અહુ રહે મજદાઓ રએવતો ખરેનંઘહતો=ક્નઓથ યસ્નાઇચ૦ વ૦ ક્નો૦ ફ્ર૦ યથા અહુવઇર્યો જઓતા૦ વીદવાઓ પ્રઓતુ=અષેમ**=બોલતા પેલા ત્રણ બાલ વીટીની સાથે આટો મારીને ધરેલા છે તે વીટી હાથમાજ ધરી રાખી બાલ કાતરથી કાતરી લેવા અને **વોહુ** થી **અષેમવોહુ** તમામ પુરી કરવી અને હાથમાની "મકરાજ" પાછી ખુમચામા મુકી દેવી વીટી હાથમા છે તે ધરી રાખી **યથા અહુવઇરયો (૨)** પઢવી અને **એ** પઢતી વખતે બેઉની **ષ્યઓથનનાંમ** પઢતા વીટી **સાથે** જે બાલ વીટાળ્યા છે તેના બેઉ કુન્તી માફક ગાઠ વારવા **અને** ત્યાજ ઉભો રહીને પઢે **યસ્નેમચ વહમેમચ૦** (જાવત) **આફ્રીનાંમી અહુરહે મજદાઓ રએવતો ખરેનંઘહતો=અષેમ**=એટલુ પઢીને જે પાવ ખુમચામા જે પાવ "કુલીઉ" છે તેમા વીટી મુકી તે કુલીઉ જયા તાક પર "ભષમ" અને "જીવામ"નુ કુલીઉ મુકયુ છે ત્યા મુકે અને પછી બીજી પાવીમા જઇને બાજ મુકે=**અષેમવોહુ (૧) હમ્માએ રએશ્ચ૦ હજઘરેમ૦ જસમે અવઘહેમ જદ૦ કેરફેહ મોજદ૦** પઢી કુસ્તી કરે

હવે પહેલા "વરસ"નુ પરગાણુ કરવુ તે માટે અન્તામા કે જેમા નવા કુલીયા છે તે અન્તામાવાલી કુડી ખુઆન પર મુકે અને કલશીયા કારણુ પાવ કરે, પછી કુડી પાવ કરે પછી ખુઆન ધોઇ સાફ કરી બેઉ હાથ પાવ કરે પછી **ખુઆન** ધોઇ ચોખ્ખુ કરી પાવ કરે પછી કુંડી માહેથી આલાત બહાર કાઢી **ખુઆન** ઉપર નીચે મુજબ ગોઠવે

પહેલા નવા કુલીઆ માહેથી બે કુલીઆ "જોર"ના કહાડી હીદોલાની "પશ્ચીમ" દીસાની કોરે અબડુ મુકે પછી 'મહારૂએ" પુર્વ દીસાની બાજુએ ગોઠવી મુકે, અને તેની ઉપર ૨૩) તાએની "બરષમ" મુકે અને "હાવનીમ' "મહારૂએ"ની પાસે ખુઆનની પુર્વ બાજુની કોરે દક્ષીણ દીસા તરફથી ચતી મુકે તે પછી તસ્તો (રકાબી) એક "જીવામ" માટે "મહારૂએ" ના પગ આગળ

ચતોજ મુકે તથા તસ્તો ૧) એક "હાવનીમ"ની સાથે "હોમસલી" તથા ઉરવરાંમ મુકવા માટે મુકે તથા ચાર નવા કુલીઆ "જીવામ"ના તસ્તાની આગળથી ચતા મુકે વધુ ખુલાસા માટે પાસેનો નકશો જુઓ

**પછી** છુરી લઇ કલસીઓ લઇને ખજુરી **પરથી** "એવીઅ ઘેન" તથા ડાદમડી પરથી "ઉરૂવરામ" લઇ આવીને હીદોલા પર **બેસે અને** તાક પર "હોમસલી' ના જે બે ટુકડા મુકેલા છે તે લઇ પાવ કરી તસ્તામા મુકે તથા 'ઉરૂવરામ" બી તસ્તામા મુકે "એવીઅ ઘેન" વણીને "માહારૂએ" ની ઉપર જે "બરશમ" છે તેની ઉપર મુકે અને તે "બરશમ" ના તાએમાથી બે તાએ કાઢી "મહારૂએ" ના પગ ઉપર મુકે (બરશમ બાધવાની નથી) હવે જોડ કાહાડે **અષેમ અષેમ વોહુ** પઢતા પશ્ચીમ દીસાએ જે જોરના કુલીઆ અબડુ મુકેલા છે તે થોડી ચતા કરી પઢે **અષેમ વોહુ (૩) ફ્રવરાને મજદયસ્નો૦** (જાવત) **ફ્રસસ્તયચ અએવચો વંઘઓઅ્થઓ૦** (જાવત) **અહુરાને અહુરહે ક્નઓથર યસ્નાઇથ વ૦ ક્નો૦ ફ્૦ વીદવાઓ પ્રઓતુ** પછી બેઉ કુલીઆ કુડી માહે પાવ કરતા (ફેરવતા) પઢે **ફ્રાતએ સતઓમેદ અહુરાને અહુરહે૦** (જાવત) **ગઆથાઓસચ સરાવઇઓઇત** પઢતા બેઉ કુલીઆ કુડીમાથી ભરી કાઢી ખુઆન ઉપર મુકે અને પઢે **યથા અહુવઇરયો ૨) યસ્નેમચ૦ વ૦ આફ્રીનાંમિ અએવચો વ ઘઓ-ઇ્યો૦** (જાવત) **તવ અહુરાને** પઢતા દક્ષીણુ દીસા તરફનુ કુલીઉ (દક્ષીણુ દીસા તરફનુ જ) જોરનુ કુલીઉ ઉચકીને ઉત્તર દીસા તરફના કુલીયામા જોરનો એક કતરો નામે-**અહુરહે**-પઢતા મહારૂએની પાસે જે "જીવામ" નો તસ્તો છે તેમા જોરનુ એક કતરો પાણી નામે પછી પેલા ચાર કુલીઆ નવા ચત્તા મુકેલા છે તેમા જરા જરા જોરના પાણીનો કતરો ચારો કુલીઆમા મુગે મોને નામે પછી હાથમાના કુલીઆમા થોડુ પાણી રહેવા દઇ તેની જગ્યા પર પાછું મુકે

હવે બીજો મોબેદ જે આતશ આગળ ઉભેલો છે તે "જીવામ" નુ કુલીઉ જે તાકમા પત્થર પર મુકેલુ છે તે લઇ તેમાથી જરા એક કતરો પહેલા જમીન પર કાઢી નાખે અને પછી ખુઆન પર મહારૂએના પગ આગળ જે "જીવામ' નો તસ્તો છે તેમા "જીવામ" નામી જીવામનું કુલીઉ પાછુ તેની જગ્યા પર મુકી દે અને તેજ જગ્યા ઉપર જે "ભષમ" નુ કુલીઉ છે તે લઇને ખુઆન પર જે જોરના કુલીઆ બે છે તેમાના દક્ષીણુ દીસા તરફના કુલીઆમા બધી "ભષમ" નાખી ખાલી હાથમાનું કુલીઉ નીચે કાઢી નાખવુ પછી ઉપર મુજબ લખેલી જે નવી "સાનસી" છે તે લઇને હીદોલા પર જે મોબેદ જોર કાઢવા બેઠેલો છે તેના જમના હાથ તરફ આવીને સાન્સી

## વરસના પરગણાંનો નકશો



ત્રણ વખત ચોખ્ખી કરી **ખષનઓથર અહુરહે મજદાઓ અષેમ વોહુ (૧)** ત્રણ વખત પઢતા પાવ કરે હાથ સુદ્ધા પાવ કરે પછી સાન્સીનુ મુખ હીંદોલા પરના મોબેદના હાથમા આપી છેડેથી સાન્સી પોતે બી પકડી ત્યા ઉભો રહે. હવે બેઠેલો મોબેદ ખુઆન ઉપર 'ભષમ" વાલુ જે કુલીઉ છે તે હાથમા લઇને તરીએથી ખુશક ( કોરડુ ) કરે અને પાવ કીધેલા 'સાન્સી' ના મુખમા આપે અને "સાનસી" પકડી ઉભેલો મોબેદ તેને 'સાન્સી"એ પકડી ધીરજથી આતશના પાતરા આગળ લઈ જાય અને ત્યા અગાઉથી આતશ આગળ કાઢી મુકયા હોય તેની ઉપર એટલે આતશની ઉપર મુકે અને પાછો તે પાવ મુખ સાથની "સાન્સી" પાવજ રાખી બેઠેલા મોબેદના જમના હાથ આગળ આવી ઉભો રહે

પછી જોડ કાઢનાર બેઠેલો મોબેદ હીંદોલા ઉપરજ ઉભો થઇ તાકમા જે વરસની વીટીનુ કુલીઉ છે તેમાથી વીટી હાથમા લઈ પાછો બેશે અને તે વીટી પેલા ઉભેલા મોબેદને સાન્સીના મુખમા પકડાવે તે લઇને ઉભેલો મોબેદ આતશ આગળ જાય અને જે આતશ પર પુલીઉ મુકેલુ છે તેની આગળ આવી દક્ષીણ દીસા તરફ મો કરી મનમા અહુનવર ( **યથા અહુવઇરયઓ** ) એક પઢતા પેલી સાન્સીમા પકડેલી "વરસની વીટી" આતશ ઉપર મુકેલા કુલીઆમા સાન્સીએ પકડી રાખીનેજ ફેરવે પછે વીટી સાન્સીએ પકડેલીજ રાખી પેલા મોબેદના હાથમા લઇ જઇ આપે શાન્સી બાજુએ મુકી દીએ અને આતશપર મુકેલુ કુલીઉ બી બહાર કાઢી મુકી અવાવ કરે પછી પેલો મોબેદ એટલે બેઠેલો મોબેદ તે વીટી હાથમા લઇ પકડીને વરસની બાજ લીએ એટલે પઢે **અષેમવોહુ (૩) ફ્રવરાને૦ ફ્રસસ્તયએચ=અહુરહે મજદાઓ રઓવતો ખરેનંઘહતો= ક્ષનઓથ યસ્નાઇચ વ૦ ક્ષનો૦ ફ્ર૦ યથા અહુવઇરયો જઓતા૦ વીદવાઓ અઓતુ અષેમવોહુ** ૪ ચાર પઢતા પેલા ચાર નવા કુલીઆ ખુઆન ઉપર મુકેલા છે તે દરેક પુલીઆમા વરસની વીટી ફેરવતા એટલે પાવ કરતા **અષેમ-વોહુ** (૧) પઢે. એ પ્રમાણે ચારે કુલીઆમા ફેરવતા ઉપલી ચાર **અષેમવોહુ** પુરી કરે તે એવી રીતે કે

પહેલાં બેઉ દક્ષીણ દીસા તરફના બેઉ પુલીઆમા વીટી ફેરવવી. પછી ઉતર દીસા તરફના બેઉ પુલીઆમા ફેરવવી પછી જમના હાથમાં "વરસની વીટી" પકડે અને દાહબા હાથે જે ખુઆન ઉપર 'પશ્ચીમ" દીસા તરફના જોરના બે પુલીઆમાનુ એક જે પાણીથી ભરેલુ રહેલુ છે તે દાબા હાથમા લઇ તેમાનુ પાણી વરસની વીટી પર નામતો યાને વરસ ધોતો **યથા અહુવઈરયઓ** બે પઢે પછી **યસ્નેમચ૦ (જાવત) આફ્રીનાંમિ અ-**

હુરહે મજદાઓ રએવતો ખરેનઘહતો અષમ=એટલુ પઢતા કુલીઆમાનું સઘળુ જોરનુ પાણી "વરસની વીટી" ની ઉપર નામી હોઇ તેજ પુલીઆમા "વરસની વીટી" મુકે અને તે કુલીઉ ઉઠીને ઉચે તાકમાં પત્થર પર મુકે અને હીરીલા પરથી ઉઠી "અષેમ બોય" મેળવે એટલે આતશ પર મુકે પછી બહારની બીજી પાવીમા આવી બાજ મુકે અષેમ વોહુ (૧) હમ્માએરએસ્ચ૦ હજં-ઘરેમ૦ જસમે અવંઘહે મજદ૦ કેરફેહ મોજદ૦ પઢી કુસ્તી કરે

ઉપર મુજબ પહેલા દીવસનુ "વરસ" નુ પરગણુ પુરૂ થયુ હવે "ગેવગ" ની ઇજશને બેસવા માટે તેયાર કરવું જે બુઆન પર "વરસ"નુ પરગણુ કીધેલા આલાત છે તે સર્વે કુડીમા ભરી બહાર કાઢી મુકવા તેને હવે વાપર વામા લેવાય નહી કારણ કે તે અવાવ થએલા છે તેથી બીજી જોર અસ્તામા તેયાર ચોખખા કરીને રાખેલા છે તે ગેવરાની ઇજશને બેસવા માટે લેવા અગર બીજી જોર "અસ્તા" મા નહી હોય તો એજ પાછા ફરીથી ચોખખા કરીને લેવા

હવે પહેલાનુ જે "જીવામ" લીધેલુ છે તે રદ કરવુ અને ફરીથી બકરીનુ નવુ "જીવામ" લેવું અને તે ઉચે તાકમા ઇજશનેમા વાપડવા શારૂ મુકવુ

પછી જેને "વરસ" નુ પરગણું કીધુ હોય તેજ મોબેદ આપણા રાએતા મુજબ મોટુ પરગણુ કરે પહેલા ખોઆન પાવ કરી બધો આલાત ગોઠવે અને "એવીઅઘેન" તથા "ઉરૂવરામ" લાવી હોમસલી પાવ કરી તસ્તામા મુકે પછી તાક પરથી જે કુલીઆમા વરસની વીટી પાવ મુકેલી છે તે લઇને હનઓથર અહુરહે મજદાઓ અષેમવોહુ (૧) ત્રણ વખત પઢી પાવ કરે પછે પરગણામા મુકે અને ખુદાના એકસો એક નામ યાદ કરી વીટી પાવ કરે અને સઘળુ પરગણુ પુરૂ કરી નવુ જીવામ નામે અને દરૂન આરણી પર ખુમચીમા મુકે પછી બાજ મુકી કુસ્તી કરે

પછી બેઉ મોબેદો જેની નેયતે વરસીચો ઇંજવો હોય તે ધણીના નામ ગરણે મીનો નાવરની ઇજશને બેસે અને ઇજશને સપુરણ કરી જોડ મેલવે પછી જે મોબેદે ગેવરો લીધો હોય એટલે જોતી બેસીને ઇજશને કીધી હોય તે મોબેદ તે દીવસે તેજ દીવસની બાજ ઇજી ખાણુ વીગેરે ખાએ પીએ. દરરોજ ઇજશને કીધા પછી વીટી સાથે બાધેલા વરસના બાલ રદ કરવા તે પાછા કામમા આવે નહી

પહેલા દીવસની કીયા સપુરણ થઇ

## બીજે દીવસની ક્રીયા

બીજે દીવસે એટલે બીજા ગેવરાને દીવસે જે મોબેદને "ગેવરો" નથી તે નાહી કગાઇ કરી કપડા બદલી ફરજીઆત ગુજારીપાચતાએની ખુબ કરવા બેસે આગલેજ દીવસની માફક અસ્તામા બે જોર તૈયાર કરે

પછી જે મોબેદને પહેલે દીવસનો ગેવરો છે તે કુસ્તી કરી ફરજીયાત કરે અને પહેલા "જીવામ" લે તે પછી જે મોબેદ પાચતાએની કરવા બેઠો છે તે કરી રહયા પછી ગેવરાવાલો મોબેદ આગલા દીવસની માફક વરસીયાના બાલ લઇ "વરસ" નુ પરગણુ આગલા દીવસની માફકજ કરે અને પાચતાએની વાલો મોબેદ ઉપરનુ કામ કરવા આતશની આગળ ઉભો રહે અને જેમ પહેલે દીવસે ઉપર રહેલા મોબેદે કામ કીધેલુ તેમ ઉપર લખવા પ્રમાણે આજે પણ કરે

પહેલે દીવસે જેમ બેવાર "જીવામ" લીધેલુ તેમ આજેબી ગેવરાવાલો મોબેદ બે વાર લે અને ઇજશનેમા વાપડે પછી પહેલાજ દીવસની માફક મોટુ પરગણુ કરી મીનો નાવરની ઇજશને બેસે સપુરણ કરી જોડ મેલવે અને જેને આજે એટલે નવો ગેવરો લીધો હોય તે જે રોજ હોય તે રોજની બાજ ઇજે અને વાસી ગેવરાવાલો ત્યારે જે ચાલુ મહીનો હોય તે મહીનાની બાજ ઇજી ખાનુ વીગેરે ખાએ પીએ

બીજા દીવસની ક્રીયા સપુરણ થઇ.

---

## ત્રીજા દીવસની ક્રીયા

ત્રીજે દીવસેબી પહેલા દીવસની માફકજ બધુ તૈયાર કરી પહેલા દીવસની ક્રીયાની માફકજ વરસના બાલ લેવા જીવામ લેવું વરસનુ પરગણુ કરવુ એ બધું જે મોબેદને આગલે દીવસનો બીજો ગેવરો છે તે મોબેદે કરવું પહેલે દીવસનો પહેલા ગેવરાવાલો આતશ આગળ ઉભો રહી ઉપરનું કામ કરે એ પ્રમાણે બધુ કરી "વરસ' નુ પરગણુ કરી બાજ મુકી કુસ્તી કરે ને પછીજ પહેલા ગેવરાવાલો જે આજે ત્રીજો ગેવરો લેનાર છે તે નાહવા જાય "વરસ'નુ પરગણુ કર્યા અગાઉ વાસી ગેવરાવાલાએ નાહવા જવુ નહી છએ દીવસ સુધી તે ખુબ યાદ રાખવુ બેઉ મોબેદોએ ગેવરા રાખીનેજ "વરસનુ"નું પરગણું કરવુ.

હવે ગેવરો લેનાર મોબેદ નાહવા જાય તેટલા પેલો ગેવરો આપનાર ગેવરાવાલો મોબેદ મોટુ પરગણુ જેમ આગલે દીવસે કીધેલું તેમજ કરે=પણ "જીવામ"

નવું લેવાની જરૂર નથી "વરસ"નું પરગણું કરવા માટે લીધેલુ "જીવાંમ" ગેવરાની ઈજશનેમા ચાલી શકશે માટે ફરીથી લેવાની જરૂર નથી આગલે દીવસની માફકજ બધુ કરી બાજ ઇજી બાએ બાજ નવા ગેવરાવાલો રોજ હોય તેની અને વાસી ગેવરાવાલો મહા હોય તેની ઈજે અને ખુબ હુશીયારીથી ગેવરા જાલવી રાખે.

ત્રીજા દીવસની ક્રીયા પુરી થઇ

---

## ચોથા—પાંચમાં અને છઠ્ઠા દીવસની ક્રીયા

એ ત્રણુએ દીવસે જેમ પહેલા અને ત્રીજા દીવસની હકીકત ઉપર લખી છે તે પ્રમાણેજ બધી ક્રીયા કરે અને નવા ગેવરાની ઇજશને કરે છએ દીવસ સુધી ગેવરાની ઈજશનેમા વરસીઆના પૂછડાના રોજ ત્રણ નવા બાલ લેવા અને ઇજશને થઇ રહેવા પછી રદ કરવા પણ છઠ્ઠે દીવસના ગેવરાને દીવસે ગેવરાની ઈજશને કરી રહી તે વીટી સાથે બાધેલાજ રહેવા દેવા તે દીવસના એટલે છઠ્ઠા દીવસના લીધેલા બાલ રદ કરવા નહી કારણ કે તે કાયમ થએલા છે છએ ગેવરા પુરા કરી બેહુ મોબેદોએ બાજ ઇજી રાખેતા મુજબ હમકલમ થઇ બાજ મુકી કુસ્તી કરવી.

---

## હમ કલમ થયા પછીની છઠ્ઠા દીવસની ક્રીયા.

હમકલમ થઇ કુસ્તી કરી એક કલસીઓ અને એક ખુમચો પાવ કરે અને ખુમચો આરણી પર મુકે તેજ કલશીઆએ "મકરાજ" (કાતર) પાવ કરી ખુમચામા મુકે પછી પાવ કલશીઓ તથા પાવ ખુમચો આરણી સાથે લેઇ બેઉ મોબેદો વરસીયાજી વાલી પાવીમા જાએ ત્યા આરણી ખુમચો મુકે.

પછી એક મોબેદ વરસીયાજીનુ પુછડુ એક વેત ઉચેથી સાન્સીએ કરી પકડે અને બીજે હાથે પાવ કલસીઓ લઇ ઉભો રહે પછી બીજો મોબેદ વરસીયાનુ પુછડુ બેઉ હાથે પકડે અને ઉભો રહેલો મોબેદ પોતાના હાથમાના પાવ કલશીયામાથી પેલા મોબેદના હાથો સુદ્ધા પુછડા પર પાણી નામે એટલે પેલો મોબેદ પોતાના હાથ સુદ્ધા પુછડું ત્રણ મરતબે ચોખ્ખુ કરે અને (૩) મરતબે ક્ષ્નોથર અહુરહે મજદાઓ અષેમ વોહુ (૧) પઢી પાવ કરે પછી દહાબે હાથે પુછડું પકડી જમને હાથે પેલા ખુમચામાથી મકરાજ હાથમા લઇ જમના હાથમા મકરાજ અને દાહબા હાથમા પુછડુ પકડી "વરસ"ની બાજ લે યાને પ૦

**અષેમ વોહુ (૩) ફ્રવરાને૦ ફ્રસસ્તયએચ અહુરહે મજદાઓ રએવતો ખરનંઘહતો ક્નો૦ વીદવાઓ  અઓતુ અષેમ** પઢતા  પુછડાના બધા બાલ હાથમાની મકરાજથી કાપી લેવા પુછડા સાથે બેક બાલ રહેવા દેવા પછી **અષેમ વોહુ (૧)** પુરી કરવી બાલ પાવ ખુમચામા મુકી હાથમા પાછુ પુછડુ અને મકરાજ પકડી બાજ મુકવી=**યથા અહુવઇરયો (૨) યસ્નેમચ૦** (જાવત) **આફ્રીનામિ અહુરહે મજદાઓ રએવતો  ખરેનંઘહતો અષેમ** એટલુ પઢીને  ખુમચો મુંગે મોઢે બીજી પાવીમા લઇ જઈ મુકે અને બીજી પાવીમા આવી વરસ લેના રજ બાજ મુકે

**અષેમવોહુ (૧) હમ્માએરઅસ્ચ૦ હજઘરેમ૦ જસમે અવંઘહેમ-જદ૦ કેરફ્રેમોજદ૦** પઢી કુસ્તી કરે

પછી જે દીવસે હમકલમ  થયા તેજ દીવસની જશનની  ઇજશને કરવા સારૂ નાનુ **પરગણુ** કરે અને હોમસલી, ઉરૂવરામ, જીવામ  વીગેરે છઠ્ઠા ગેવરાના પુલીઆમાથીજ વાપરે વરસબી છઠ્ઠા ગેવરાની ઇજશનેમા લીધેલોજ  વાપરવો એ પ્રમાણે પરગણુ કરી  બેઉ મોબેદો તેજ રોજની  જશનની ઇજશને બેસે અને "વરસ" ના બાલનો જે ખુમચો છે તે આરણી  સાથે ઈજશની બેઠા હોય તે પાવીમા જોતીની સાલે ખુઆન અને આતશની વચ્ચેની જગ્યામા મુકે પછી જોતી હોમ પી રહે ને રાથવી પોતાના બેઉ હાથ **ક્નઓથર  અહુરહે  મજદાઓ અષેમ વોહુ (૧)** પઢી પાવ કરે ને ખુમચામાંથી "વરસ" ના બાલ  હાથમા લઇ ખુશક (કોરડા)  કરે=પછી બેઉ જણા  ઇજશને પુરી કરી બાજ  મુકી જોર મેલવી આવે પછીજ "વરસ" જે મોબેદોને  જોઇતા હોય તેને વહેચી  આપે જશનને દહાડે સમસ્ત અનજુમ મળી  જસન કરવુ ઉપર મુજબની છ દીવસની ક્રીયા અને જશન  થવા પછી "વરસીયો" તેયાર થએલો સમજવો જો  રપીથ્વનનો અમલ હોય અને મોબેદોએ પોતાની રપીથ્વન નહી ઇજી હોય તો જશનની  ઈજશને છઠા ગેરાને  દીવસે નહી  બને તો સાતમે દીવસે  ઇજશને કરી જશન કરવુ.

---

## વરસયાની ક્રીયાની ખુબી

ઉપલી "વરસીયો  બનાવવાની" હકીકત પરથી આપણુને ખુલ્લુ માલમ પડે છે કે વરસીયો  બનાવવાની યાને ઇજવાની ક્રીયા બી આપણી નીરંગદીનની ક્રીયાની માફક  ઘણીજ મોતેબર અને સાયન્ટીફીક ક્રીયા છે એની ખરી બારીકીનો ખ્યાલ તો જે મોબેદો એ ક્રીયા ચોકસ કરી જાણતા હોય  તેઓનેજ આવે  છે

એ ક્રીયા કાઇ ભાગા ટુટા અને સાધારણ મોબેદોએ કરવાની નથી પણ એ ક્રીયાઓ કરવા માટે ચુનંદા અને સાબેસ્તા મોબેદોની જરૂર છે કારણ કે એક "વરસીયો" એ આખી યોજદાથ્રેગરીનો મુળ પાયો છે યાને યોજદાથ્રેગરીનુ કામ કરવા માટેનો મુખ્ય "આલાત" છે વરસીયાના "વરસ" યાને બાલ વગર ઈજશને વદીદાદ થઇ શકતી નથી, બરસ્નુમ લઇ શકાતુ નથી, નીરંગદીન જેવી મહાભારત ક્રીયા એના વગર જરાબી આગળ ચાલી શકતી નથી, માટે એ ક્રીયાઓ માટેનો મહાન "આલાત" કહેવાય છે જેથી "વરસીયાજી" યોજદાથ્રેગરીના મહાન દસ્તુરજી તરીકે ઓળખાય છે માટે એવા ધર્મના મુખ્ય પાયાની ક્રીયા ઘણીજ ગંભીરાઇ અને અષોઇથી કાઇ પણ ખામી વગર થવી જોઈએ

તેમજ "વરસીયા"જી બી કાઇ સાધારણ સફેદ ગાયના ગોધાને યા વાછરડાને બનાવી શકાતો નથી "વરસીયો" થવાનુ બી પ્રાણીઓની જાનમા જેને ઉંચ દરજ્જે ચઢવાનુ સરજાએલુ હોય છે તેવુજ પ્રાણી "બ્રેસપતી" Jupitur નાજ ગ્રેહમા માયના ગર્ભમા ખુદ મારફતે બરપા થઈ પછી પેદા થાય છે જેથી તે પ્રાણી "વરસીયા"ને લાયકનુ કાઇ પણ ખામી વગરનુ સુદ્ધ સફેત હોય છે તેને વરસીયાજી, તરીકે બનાવવા જોઇએ

ખુદાનખાસ્તે વરસીયાજી જો મરણ પામે તો ઉપર મુજબ યોજદાથ્રેગરીને લગતી સઘળી ક્રીયાઓ એકદમ અટકી પડે છે બીલકુલ કરી શકાતી નથી કારણ કે વરસીયાજીના મરણ પામવાથી ક્રીયામા જે વરસીયાજીના પુછડાનો વરસ યાને બાલ વાપરવામા આવે છે તે અવાવ યાને રદ થાય છે

હવે જ્યારે અષોઈવાલી મહાભારત ક્રીયાઓમા બલ જેવી નનો ચીજો વાપરવામા આવે, અને વરસીયાજી મરણ પામે ત્યારે મહીનાઓ અગાઉનો કાપી લીધેલો "વરસ" યાને બાલ રદ થાય, એ બધુ આપણને સાધારણ નજરે જોતા અજાયબી જેવુ લાગે છે, પણ નીચલા ખુલાશાથી આપણે જાણીશુ કે એક બ્રેસ-પતી ગ્રેહનાજ સફેત ગોધાનેજ "વરશીયો" બનાવવામા અને તેવા એક હેવાન જનાવર ઉપર છ દીવસની બારીક ક્રીયા કરવામા કેટલી સાયન્ટીફીક ખુબી સમાયલી છે

એક ગોધો બ્રેસપતિ Jupitui ગ્રેહનો હોવાથી તેમા બરજીશની ખાલેશ અસર આવે છે અને તેનુ ખોરેહ Magnctism પણ જોરાવર અને પવીત્ર હોય છે અને તનામા વોહુક્રયાન નામનો આતશ તેજસ્વી રહે છે માટે એવા એક કુદરતી કાયદે પેદા થએલા ગોધાને "વરસીયાજી" તરીકે નક્કી કરે છે ત્યારે એની એ ગતીઓ (energys) એની અસલ હાલતમા કાયમ રાખવા ઉપલી છ દીવસની

બારીક ક્રીયા વરસીયાજી પર કરવામા આવે છે કે જેથી એની ગતીઓ કાયમ રહી આપણી ક્રીયાઓમા જોશ આપે છે અને જ્યારે પુછડાના "વરસ" યાને બાલ કાપવામા અ વે છે ત્યારેબી ઉપર મુજબની ચોકશ ક્રીયાઓ અને પવીત્રાઈથી કાપવામા આવે છે જેથી તે બાલોમાનો "વેહુક્ર્યાન" આતશ યાને ગતી તે બાલો કાપી લેવા છતા તે કાપી લીધેલા બાલોમા ઉપલી ક્રીયાઓની અસરને લીધે ચાલુજ રહે છે જેથી તે બાલો નસો થતા નથી અને તે બાલો ચોકસ વીટીની સાથે બાધી ક્રીયા કરવાથી તેમાથી વીજળીક પ્રવાહ Electric cnrrent ઉતપન થઇ ક્રીયાઓની અસરમા ઘણી કીમતી મદદ કરે છે જેથી એ "વરસ" યાને બાલ વગર ક્રીયાઓ બીલકુલ આગળ ચાલી શકતી નથી

હવે આપણે ઉપર જોયુ તેમ વરસીયાજીમા તેજષવી "વોહુ ક્ર્યાન" ગતી કાર્ય કરે છે અને તેજ ગતી વીટી સાથે બાધેલા બાલોમા પણ ઉપલી ક્રીયાઓની ખુબીને લીધે ખેચાઈ Attract થઇ કાયમ રહી ક્રીયા કરે છે પણ જ્યારે વરસીયાજી મરણ પામે છે ત્યારે તેમાનો વોહુક્ર્યાન આતશ તેમજ વીટીમાનો સપેન્ત યાને દરેક ચીજને ચાલુ રાખનાર આતશ જે કુદ્રતને કાયદે યાને બે મળીને કામ કરે છે તેમાથી "વોહુ ક્ર્યાન" થ ડો પડી જાય છે જેથી વીટીમાના બાલોને ખેચાણ કરવા કોઇબી ગતી મલી શકતી નથી તેથી તેમા ઘટતીની ક્રીયા શરૂ થઈ તે બાલો નસો થવા માડે છે

---

## હોમસલી પાવ કરવાની બીનાં

પહેલા હોમસલીને એક ખુમચામા મુકી તરકે સુકવવી પછી ચુંટીને સાફ કરવી અને મોટી હોયતો ભાજીને નાની કરવી પછી મોટી ખુબવાલા બે મોબેદો અથવા વધારે હોયતો વધારે તૈયાર થાય, પહેલા પાવીમા આતશરોશન કરવો પછી કલશીઓ કારણુ ચોખ્ખુ કરી પાવીમા લાવી હીદોલાપર મુકવુ તથા હોમસલીનો ખુમચોબી પાવીમા લાવી મુકવો અને બીજા છ ખુમચા તૈયાર કરવા પછી કલશીઓ કારણુ પાવ કરી છએ ખુમચા પાવ કરવા પછી આતશ આગળ ખુશક (કોરડા) કરવા પછી ખુમચા ખુઆન ઉપર અથવા આરણીઓ ઉપર મુકવા પછી બે અથવા બધા મોબેદો એ બેઉ હાથો પાવ કરી ખુશક (કોરડા) કરવા

પછી આગળથી એક પાવ ખુમચો ખુઆન પર મુકે અને એક મોબેદ તે ખુમચા પર ઉચેથી પોતાના બેઉ પાવ હાથે ખોબો પકડે પછી બીજો મોબેદ પોતાના પાવ હાથે હોમસલીવાલા ખુમચામાથી હોમસવી લઇ પેલાના પાવ

ખોભામા ઉચેથી નાખે ખોભો અધુરો રહે તો ફરીથી બીજી ઉચેથી નાખે જો હોમસલી નાંખતા નીચેના ખુમચામા પડે તો રહેવા દેવી. પછી પેલો મોબેદ હોમસલીનો ભરેલો ખોભો લઇ આતશ ઉપર સવળો એક આટો ફેરવતા બાજમાં પઢે ખષનઓથર અહુરહેમજદાઓ અષેમવોહુ (૧) પછી એવીજ રીતે બીજો સવળો એક આટો એટલે (ખોભો ઉચે આતશ પર ગોળ ફેરવવો) ફેરવતા પાછુ બાજમા પઢે ખષનઓથર અહુરહે મજદાઓ અષેમવોહુ (૧) પછી એવીજ રીતે ત્રીજો સવળો આટો ફેરવતા ત્રીજી વાર પાછુ બાજમા પઢે ખષનઓથર અહુરહે મજદાઓ અષેમવોહુ (૧) પછી એ પઢીને પાવ કીધેલી હોમસલી ખોભામાથી બીજા ખાલી પાવ ખુમચામા મુકે પછી હાથ અવાવ કરે પછી પાછા નવસેરથી પાવ કરી આતશ આગળ ખુશક કોરડા કરે

એ પ્રમાણે ઉપર મુજબ જેટલી હોમસલી હોય તે એક જણ ઉપર મુજબ પાવ ખુમચા પર પાવ હાથનો ખોભો પકડે ને બીજો જણ પાવ હાથોએ હોમસલીવાલા ખુમચામાથી હોમસલી પેલાના ખોભામા ઉચેથી નાખે નાખતા નીચેના ખુમચામા જે હોમસલી પડેલી છે તેમા પાછી પડે તો પડવા દેવી પછી પેલો મોબેદ ખોભો લઇ આતશ ઉપર ઉપર મુજબ સવળા આટા ફેરવતા ત્રણ વખત ખષનઓથર અહુરહે મજદાઓ અષેમવોહુ (૧)=પઢી પાવ કરે અને પહેલા જે હોમસલી પાવ કરીને જે ખુમચામા મુકી છે તેની સાથે મુકે અને પહેલા માફક હાથ અવાવ કરે બીજી હોમસલી પાવ કરવી હોય તો પાછા હાથો પાવ કરી ખુશક કરે એવી રીતે ઉપર મુંજબ જેટલી હોમસલી હોય તેટલી પાવ કરે

પેલી ખુમચામા પડેલી જે હોમસલી છે તેબી ઉપર મુજબ પાવ હાથે ખુમચામાથી વીછી લઇ પેલાના પાવ ખોભામા નાખે અને પછી પેલો તેને ઉપર મુજબ પાવ કરે અને પાવ હોમસલીવાલા ખુમચામા મુકે એ રીતે હોમસલી એક વાર પાવ થઇ

હવે હોમસલીવાલો ખાલી થએલો ખુમચો અને હોમસલી પાવ કરતી વખતે ખોભા નીચે મુકેલો ખુમચો એ બેઉ ખુમચા પાવીની બહાર કાઢી મુકે અને તે જગ્યાએ બીજો પાવ ખુમચો મુકે પછી બધા મોબેદો હાથ પાવ કરી ખુશક (કોરડા) કરે પછી ઉપર મુજબ એક મોબેદ નવા પાવ ખુમચાની ઉપર પોતાના બેઉ પાવ હાથનો ખોભો પકડે અને બીજો મોબેદ એક વાર પાવ કીધેલી હોમસલીના ખુમચામાથી પોતાના પાવ હાથે લઇ ફરીથી પેલાન ખોભામા ઉચેથી નાખે અને પેલો ખોભો લઇ જેમ ઉપર પહેલા હોમસલી પાવ કીધી છે ને પ્રમાણે ત્રણ આટા આતશ પર ફેરવતા ત્રણ વખત બાજમા ખષન-

ઓથરૂ અહુરહે મજદાઓ અષેમ વોહુ (૧) પછી તે પ્રમાણે પાછી પાવ ક અને બીજા નવા પાવ કીધેલા ખુમચામા મુકે એવી રીતે જેટલી હોય તેટલં પાવ કરે એ રીતે હોમસલી બીજી વાર પાવ થઇ

ઉપર મુજબ ખાલી થએલા બેઉ ખુમચા પાવીની બહાર કાઢી મુકે અને તેની જગ્યાએ બીજા પાવ કીધેલા નવા ખુમચા મુકે અને ઉપર મુજમ ફરીથી ત્રીજી વાર બધી હોમસલી પાવ કરે પહેલી અને બીજી વાર પાવ કીધી તેજ પ્રમાણે ત્રીજી વાર પાવ કરે એટલે હોમસલી ત્રણવાર પાવ થઇ

ઉપર મુજબ ત્રણવાર હોમસલી પાવ કરવી જોઇએ હવે એક મોબેદ એક ધાતુનો દાબડો ઉજારી ચોખ્ખો કરી પાવ કરે અને તેને ખુશક (કોરડો) કરે અને તેનુ ઢાકણુબી પાવ કરી ખુશક કરે પછી દાબડો ખુઆન ઉપર મુકી બધી હોમસલી પાવ હાથે દાબડામા ભરે પછી પાવ ઢાકણુ ઢાકી તે પર રોજ–મહા અને સાલ લખી એક ચીઠી વરગાડે પછી એક સદરાનો ગારો લઈ તેને ચોખ્ખા પાણીએ ધોઇ આતશ આગળ કોરડો કરે અને તેને દાબડો બાધી સારી જગ્યાએ મુકે.

હોમસલી પાવ કીધી તે દીવસથી તેર માસ અને તેર દહાડા યાને એક વર્ષ અને ૪૩) તેતાળીશ દીવસ સુધી તે હોમસલી ઉપ્યોગમા લેવી નહીં. ઉપલી મુદત પુરી થવા બાદ ઉપ્યોગમા લેવી

હોમસલી પાવ કીધેલી અવાવ થાએ તો પાછી પાવ કરવી.

---

## હોમસલીનો ખુલાસો

પાવ મહેલની ક્રીયાઓમા હોમસલી મુખ્ય ભાગ ભજવે છે અને એ બી એક ઘણોજ કીમતી આલાત ગણાય છે એ વગર પાવ મહેલની ક્રીયાઓ થઇ શક્તી નથી તેમજ એની જગ્યાએ બીજી ચીજ વાપરી શકાતી નથી કદાચ સાસનાસાએસ દાડમના ઝાડની છાલ યા દાખલા વાપરી શકાતે પણ તેબી "ઉરવરામ" ના નામે આલાત તરીકે એની સાથે ક્રીયાઓમા ગોઠવઇ જાય છે અસલ તો એ ક્રીયાઓમા લીલા હોમના પાલાના મૂળ હાલે જેમ "ઉરવરામ" તરીકે દાડમડીનુ વાપરીએ છીએ તેમ વાપરતા હતા અને તેમજ જોઇએ પણ હોમનો પાલો હિન્દુસ્તાનમા થતો નથી. એ વેલા ઇરાનના મુલકોમા ચોકશ જગ્યાઓ પરજ થાય છે તે ત્યાના લોકને બી ખબર હોતી નથી પણ એ હોમની સલીઓ તે મુલકના ગરીબ લોકો ઇરાન શહેરમા આવી ઇરાનીઓને વેચી જાય છે અને તેઓ એ હોમસલી આપણે

માટેજ લાવે છે અને તે હોમના પાલાના દાખલા આપણે બરાબર મુકવી હોમ-સલી તરીકે ઉપર મુજબની પવીત્ર ક્રીયાઓ કરી તેને પવીત્રાઇથી દાબડાઓમા ભરી મુકીએ છીએ

એ હોમસલી આજ સુધી તો જાણે આપણેજ માટે વગર ખટપટે કુદ-રતજ મોકલી આપે છે કારણ કે એ ચીજ આપણા સીવાય કોઇને બી ઉપ્યોગી હોય એમ જણાયુ નથી જેથી હિન્દુસ્તાનમા એ ગમે તે પૈસા ખર્ચતા મલી શકતી નથી, તેમજ "ઇરાન" મા બી એ કયા મલે છે અને એનુ ત્યા નામ શુ ? હશે તે બી જાણવાની આજસુધી આપણા લોકે દરકાર કીધી નથી અને એવા કારણોને લીધે આજે કેટલાક બહેદીનો તરફથી કે ખુદ અથોરનાનો તરફથી જાહેર ચોપાન્યાઓમા બાપોકાર બોલાય છે કે પાવ મહેલની ક્રીયાઓમા આજે હોમસલીને બદલે ખજુરીના સુર્યા વીગેરે મોબેદો વાપરે છે તેઓ હોમસલી મેલવી શકેજ કયાથી ?

પણ આજે આપણે મગરૂર છીએ કે આપણા ઇરાનશાહના અને આપણી ક્રીયાઓની જાલવી રાખેલી પવીત્રાઈ અને એકીનના સતથી હોમસલી મેલવી શકીએ છીએ

ઉપલી હોમસલી યાને હોમના દાખલા પાવ કરવાની ક્રીયાબી કાઇ પાછળથી ભાગી ટુટી ઉભી કીધેલી ક્રીયા નથી પણ એ ક્રીયાબી બાલે બાલ સાયન્ટીફીક ખુબીઓથી ભરપુર છે અને ક્રીયાઓની ખુબીને લીધેજ એ હોમની સલી વરસો સુધી જરાબી સડતી નથી અથવા તો તેની સ્થીતિમા જરાબી ફેરફાર થતો નથી એ બધા ઉપલી ક્રીયાનાજ પ્રતાપ છે માટે એ ક્રીયા કરનારાઓએ ઉપર જણાવેલી તરતીબ પ્રમાણેજ ચોકશ કરવી

---

## નવા આદરાંન પરઠવાની બીનાં

પ્રથમ આદરાન પરઠવા માટે દરેમહેરનુ નવુ મકાન હોય તો તે નીરંગથી ધોઇ સાફ કરી ત્યા મકાનમા તથા ગુબજમા હીદોલા માડી ત્રણ દીવસ સુધી રોજ સરોસની ઇજશને અને સરોસનો વદીદાદ કરે અને ચોથે દીવસે જશનની ઇજશને કરી જશન કરી બાજ ઇજી મકાન તૈયાર કરે જશનમા આફ્રેગાન નીચે મુજબ કરે ૧ દાદ્દા અહુરમજદનુ ૨ જે મહા હોય તેનુ ૩ જે રોજ હોય તેનુ ૪ સપંદારદ રોજનુ ૫ અરદાફરવષનુ ૬ દહેમનુ ૭ સરોસનુ કરે એ પ્રમાણે જશન કરી મકાન ઇજી તૈયાર કરે

હવે નવા આદરાંન બનાવવા માટે ચોજદાથ્રેગર મોબેદોની ચાર-જોડ એટલે આઠ મોબેદો નવા બરસ્નુમ લઇ તૈયાર થાય

પછી નવા આદરાન બનાવવા નીચે મુજબ ચાર આતશો તૈયાર કરે

પહેલો આતશ અથોરનાન ટોલાનો એટલે દસ્તુર મોબેદ યા એરવદને ત્યાનો આતશ

બીજો આતશ રથએસ્તારાન ટોલાનો એટલે લડવૈયા યાને ગામના હાકેમ પટેલને ત્યાનો આતશ

ત્રીજો આતશ વાસતરયોસાન ટોલાનો યાને ખેડુતને ત્યાનો આતશ

ચોથો હુતોખ્શાન ટોલાનો યાને ધંધાદારીને ત્યાનો આતશ કે જે આતશો પર બોજો ઘણો પડતો હોય જેવા કે લુહાર, શોની, કલઇગર, વીગેરે દરેક ધંધાદારીની ભઠ્ઠીનો આતશ જેટલાને ત્યાથી મલી શકે એટલા દરેકને ત્યાથી મેલવવા પછી ઉપર મુજબ ચાર જાતના આતશો જુદા જુદા લાવી જુદા જુદા પાત્તરામા રોશન રાખવા પછી તેની બરેહ યાને આચ લઇ નીચે મુજબ પાવન યાને પાવ કરવા

પહેલા હુતોખ્શાનનો આતશ કે જે દરેક ભઠ્ઠીનો છે જેટલી ભઠ્ઠીના મેલવ્યા હોય તે એકઠા કરી તેની બરેહ લેવા એક અલાયદી ખુલ્લી જગ્યા કે જ્યા જુદદીનની નજર પડી શકે નહી ત્યા પુર્વથી પશ્ચિમ ચાર ખાડા એક એકની પાસે બનાવવા અને દરેક ખાડાની ફરતે એક જણ બેશી શકે તેવી પાવીઓ કાઢવી પછી હુતોખ્શાન આતશને પશ્ચિમ તરફથી પહેલા ખાડામા મુકી રોશન કરવો પછી એક મોબેદ જે બરસ્નુમ નહી વાપડતો હોય તે અથવા બહેદીન પાદી આબ કુસ્તી કરી **ખષનઓથર અહુરહે મજદાઓ અષેમ વોહુ (૧)** થી સરોસબાજ **અષહે** સુધી પઢી દક્ષીણ દીસા તરફ મોહડુ કરી ખાડા આગળ બેશી બાજમા દસ્તુરી પઢે પછી ખાડાની ફરતે નવ કશ આતશ બહેરામની બોય દેતી વખત સુકાયચ તેમ (કાપા) મુકે પછી એક આધળાની યાને છેદ વાળી ચમચ લઇ તે પર પહેલા “ રૂ ” તથા તે પર સુખડનો તાછો મુકી તેને આતશવાલા ખાડા ઉપર ઉચેથી પકડે અને ચમચ પરનુ સુખડ તેની આચથી સલગે ત્યા સુધી (પરગટ) અહુનવર પઢીયા કરે ચમચ પરનુ સુખડ સલગ્યા પછી આતશવાલા ખાડાની પાસેના બીજા ખાડાને ધાતુનો પેવદ લગાડી ચમચા પરનો સળગેલો આતશ બીજા તે ખાડામા મુકે અને રોશન કરે પછી પેલો ધણી **નેમસ્ચા યા આરમઇતીશ ઇજાચાથી કરફ્રેમોજદ** સુધી બાજ મુકી દુર થાએ અને ગોસલ કરી કપડા

ધોઈ નાખે પછી એ પર ક્રીયા કરનારા બરશ્નુવાલા મોબેદો ઈજાર પહેરી પદાંન બાધી બીજો ખાડો કે જેમા બરેહ લીધેલો આતશ છે, તે પર આતશની નીઆ-એશ કરે પછી એક બરશ્નુંવાલો મોબેદ ઉપર મુજબ આધરાંની ચમચ પર "૩" અને સુખડ મુકી આતશવાલા ખાડા પર ઉચેથી પકડી ઉપર મુજબ બાજ લઈ દસ્તુરી પઢે (ખાડા પર અહીકશ નહી મુકવા) પછી ચમચ પરનો ભુકો સળગે ત્યા સુધી અહુનવર પઢયા કરે પછી સળગેલો આતશ પાસેના ત્રીજા ખાડામા આતશવાલા ખાડા સાથે ધાતુનો પેવદ રાખી તેમા મુકે અને રોશન કરે પછી પેલો મોબેદ બાજ મુકી પાદીઆબ કુસ્તી કરે પછી સઘળા બરશ્નુમવાલા ત્રીજા ખાડા પરના આતશ પર નીઆએશ કરે પછી એક બીજો બરશ્નુમવાલો મોબેદ કુસ્તી કરી ઉપર મુજબ બાજ લઇ આધરાની ચમચ પર ૩ તથા સુખડનો ભુકો મુકી આતશના ત્રીજા ખાડા પર ઉચેથી પકડી દસ્તુરી પઢી સુખડનો ભુકો સળગે ત્યા સુધી અહુનવર પઢીયા કરે પછી સળગેલો આતશ ચોથા ખાડાને ઉપર મુજબ આતશવાલા ખાડા સાથે પેવદ લગાડી તેમા મુકે અને રોશન કરે પછી પેલો મોબેદ બાજ મુકી પાદીઆબ કુસ્તી કરે પછી સઘળાઓ ચોથા ખાડા આગળ નીઆએશ કરે પછી ત્રીજો એક બરશ્નુમવાલો મોબેદ ઉપર મુજબ આધરાની ચમચ પર ૩ સુખડ મુકી ઉપર મુજબ બાજ લઇ દસ્તુરી પઢી ચમચ ચોથા ખાડા પર પકડી ચમચ પરનો ભુકો સળઘે ત્યા સુધી અહુવનર પઢે પછી ચમચ પરનો સળઘેલો આતશ એક આક્રેગાન્યામા મુકી રોશન કરે અને તેને દરેમહેરમા લઈ જઈ પાવીમા મુકે પેલો મોબેદ બાજ મુકી પાદી આબ કુસ્તી કરે પછી દરેમહેરમા તે આતશ પર બધાઓ નીઆએશ કરે બધા ખાડાઓમાના આતશ ત્યાજ "સરદ" યાને થડા થવા દેવા

હવે હુતોખ્શાન આતશ ખાડાઓમા પાવ કરી દરેમહેરમા લાવ્યા પછી તે પર નીઆએશ કરી તેને ઉપર મુજબ જેમ ખાડાઓમા પાવ કીધો તેમજ અહી આક્રેગાન્યાઓ પર ચાર વખત બરેહ લઇ પાવ કરવો અને ચોથા આક્રેગાન્યા પરથી અલાયદો રાખી રોશન કરે જેમકે એક મોબેદ અષહે સુધી બાજ લઇ દસ્તુરી પઢી ( અહી કશ નહી મુકે ) આધરાવાલી ચમચપર ૩ તથા સુખડ મુકી જેમ બહાર જુદી પાવીમા ખાડા બનાવ્યા હતા તેમ અહી પુર્વથી પશ્ચીમ પાવી કાઢી આક્રેગાન્યા અથવા તો સરપોશ ગોઠવવા તેમા પશ્ચીમ દીસા તરફથી પહેલા આક્રેગાન્યામા ઉપલો આતશ રાખવો. પછી ઉપર મુજબ તેના ઉપર ભુકો સળગે ત્યા સુધી ચમચ પકડે અહુનવર પઢે પછી આતશવાલા આક્રેગાન્યા સાથે પાસેના બીજા આક્રેગાન્યાને

પેવદ લગાડી બીજા આફ્રેગાન્યા પર તે સળગેલો આતશ મુકી બાજ મુકે એ રીતે જેમ બહાર ખાડામા કીધું તેજ પ્રમાણે અહી કરવુ દરેક વખતે બધાઓએ ખાડામા જેમ નીઆએશ કીધેલી તેમ અહી બી કરવી એ રીતે ચોથા આફ્રેગાન્યા પરથી બરેહ લઈ તેને જુદા આફ્રેગાન્યા પર રોશન કરવો એટલે તે હુતોખ્શાન આતશ પાવ થયો બીજા આફ્રેગાન્યા પરના આતશો થડા થવા દેવા

હવે વાસલયોશાન, રથએસ્તાર, અને અથોરનાન આતશને લખ્યા પ્રમાણે અનુક્રમે દરેમહેરમાજ ઉપર મુજબ દરેકની ચાર આફ્રેગાન્યાઓ ઉપરથી બરેહ લઇ પાચમા આફ્રેગાન્યા પર રોશન કરવા દરેક આતશની ઉપર મુજબ ક્રીયા કરી દરેકને જુદા જુદા પાતરા પર નામ લખી ચીઠ્ઠી મારી જુદી જુદી પાવીમા અલાયદા રોશન રાખવા

હવે એ પાવન થઇને તૈયાર થએલા દરેક આતશો પર નીચે મુજબ ક્રીયા કરવી

નવા બરશ્નુમવાલા ચાર જોર મોબેદો ચાર જુદી જુદી પાવીમા ચાર હીદોલા પર ઉપલા આતશોમાથી દરેક જોડ એકકો આતશ વહેચી લઇ પહેલે દીવસે સરોસની ખષ્નુમનથી એક ઇજશને તથા એક વંદીદાદ કરે પછી બીજે દીવસે દાદાર અહુરમજદની ખષનુમનથી દરેક જોડ દરેક આતશ પર એક ઇજ-શને તથા એક વદીદાદ કરે બે દીવસ ચાર આતશ પર ચાર જોડ મોબદો ઉપર મુજબ બે ઇજિશને તથા બે વદીદાદ કરે પછી ત્રીજે દીવસે નીચે મુજબ બધા આતશો એકઠા કરવા

અથોરનાન આતશના પાતરામા પહેલા રથએસ્તારનો આતશ મેળવવો પછી તેમા બીજો વાસલયોસાનનો આતશ મેળવવો પછી તેમા ત્રીજો હુતોખ્શાનનો મેળવવો અનુક્રમે દરેક આતશ અથોરનાનવાલા આતશના પાતરામા ઉમેરવા યાદ રાખવુ કે અથોરનાનના આતશને પાવ કરી પહેલાથીજ એને તખતે નશીન કરવાના સરપોશ પરજ મુકવો કારણકે છેવટે ક્રીયાઓ કરી એમાજ બીજા આતશો ઉમેરવાનાં છે ઉપર મુજબ દરેક આતશ એક બીજા મા ઉમેરતી બખતે **ખષનઓથર અહુરહે મજદાઓ નેમસતે આતરશ મજદાઓ** નો આતશનો નમશકાર **હમાઇરએસથ** સાથે કરવો.

એ રીતે એકઠા કીધેલા એક આતશ પર એક જોડ મોબેદ ત્રીજે દીવસે સરોસની ખષનુમનથી એક ઇજશને અને એક વદીદાદ કરે પછી છેલ્લે દીવસે એટલે ચોથે દીવસે તેજ આતશ પર એક જોડ મોબેદ દાદાર અહુરમજદની ખષનુમનથી એક ઇજશને કરે એટલે આદરાન સાહેબ તૈયાર થયા.

પછી તેને ક્રીયા કરનાર સઘળા મોબેદો એને માટે અગાઉથી ઈજી તયાર રાખેલા "ગુમ્બજ" મા ખુબ માન અને ગંભીરાઈથી ઉઠાવી લઇ જઇ આફ્રેગા-ન્યાના તખ્ત પર તખ્તનશીન કરવા આદરાન સાહેબને ઉઠાવતી વખતે સઘળાઓ યથા અહુવઇરયો પઢતા પઢતા ચાલે પછી પહેલી માચી ચઢાવી બોએ દઇ સાથે ભેગી મલેલી આખી અનજુમન ગંભીરાઈથી આતશની નીયાએશ કરી પતેત પશેમાની કરે

પછી જશન કરી આતશઆદરાંન તખતનશીન થયેલા જાહેર કરે જશનમા આફ્રેગાન ૧ દાદાર અહુરમજદનુ ૨ જે રોજ હોય તેનુ કરે ૩ જે મહા હોય તેનુ ૪ અરદી બહેસ્ત અમષાસપદનું ૫ અરદાફ્રરવષનુ ૬ દહેમનુ ૭ મગેસનુ કરે બાજબી એજ પ્રમાણે બધી ઇજે

આદરાનની ક્રીયા સંપુરણ થઇ

---

## આદરાંન પરઠવાનુ કારણ અને ખુબી

આપણા જરથોસ્તીઓના દીની કાયદા મુજબ જે ગામોમા યા શહેરોમા જરથોસ્તીઓની ચોકશ વસ્તીનુ પ્રમાણ થાય તે પ્રમાણે ત્યા આતશે દાદગાહ, આતશે આદરાન તેમજ આતશે બહેરામની જરૂર કદીમ જમાનાઓથી જણાતી આવી છે માટે તેને માટે એબાદગાહો દરેમહેરો બાંધી તેના ચોકશ ઇજેલા "ગુમ્બજ" યાને ઓરડામા તે પવિત્ર આતશોને રાખવામા આવે છે

અહુરમજદએ દુન્યામા અગણીત ચીજો પેદા કીધેલી છે તેમા આતશ માણસ જાતનેજ નહી પણ દુન્યાની કુલ પેદાયશને કેવો ? અને કેટલો ? ફાયદો કરે છે તે માટે ધર્મ અભ્યાસીઓએ તેમજ સાયન્ટીફીકોએ સુમાર વગરનુ લખેલુ છે એ બધુ અહી લખાવી શકાય એમ નથી પણ આપણે એટલુ તો સમજી શકીએ છીએ કે આતશથી માણસ જાતને અનેક ફાયદાઓ થાય છે અને માણસ જાતને તેની મોટી અગત્ય છે તેમજ આપણા અવસ્તામા આતશને અહુરમજદનો બેટો તરીકે ગણેલો છે અને ખચ્ચીતજ આતશની પવીત્રાઈ અને ચળકાટ જોઇને આપણને કુદરતનો ખ્યાલ થાય છે તેથીજ આપણા ધર્મમા તેની જાલવણી અને પવીત્રાઈ જાલવવાના મોતેબર ફરમાનો આપેલા છે માટે જયારે એક સાધરણ આતશ આપણને અનેક ફાયદા કરતો હોય તો તેવા ચોકશ આતશો પર ચોકશ ક્રીયાઓ કરી તેનો કેબલો બનાવી તેને ચોકશ પવીત્રાઇથી અલાયધો રાખી જાલવ્યે તો તેનો કેટલો પાવર વધે એ સાધારણ નજરે સમજ પડે એવુ છે




જૈન વિજય પ્રેસ—સુરત

જ્યારે એવા ખુદાઇ અંશ ધરાવનાર નુરને ઉપલી પાવન કરવાની ક્રીયાથી પાવ કરી તે પર ચોકસ ઇજશને વદીદાદ જેવી ક્રીયાઓના માથ્રો ફેકી વધારે પવીત્ર બનાવવામા આવે તો તેવા આત્તશો પર આપણે આપણી બદંગીનાં ભણતર પઢીએ તેને પોતામા ખેચી લઇ પોતાની બરેહ યાને આય મારફતે અવસ્તાના ધ્રુવણીઓ Vibrations ને મીનોઇ તરફ મોકલી ત્યાથી સારા રંગો Colours ઉત્પન્ન કરી આપણી બદગીનુ પ્રતીફળ ઘણુ સારૂ લાવી આપે છે ગોયા આપણી મુરાદો અહુરમજદ પાસે લઇ જઈ બર લાવી આપે છે તેમજ આસેપાસેથી દેવ દરૂજોના દોરને તોડે છે તેથીજ જ્યા જ્યા જરથોસ્તી વસ્તી હોય ત્યા ત્યા આતશ દાદધાહઓ આતશે આદરાનઓ, તેમજ આતશ બહેરામો પરઠવાનુ આપણને તાકીદનુ ફરમાન છે

---

## આતશ બહેરાંમ સાહેબની બોય દેવાની વીગત

આતશ બહેરામ સાહેબની બોય દેવા માટે પાકી પરહેજગારીથી બરશ્નુમ વાપરનારા પાકા ચોજદાથ્રેગર મોબેદો જોઇએ

પ્રથમ આતશ બહેરામ સાહેબની બોય દેવા માટે એક મોબેદ પાક થઈ ફરજીયાત કરી મીનોનાવરની મોટી ખુબ કરે અથવા પાયતાબેની નાની ખુબ કરી તૈયાર થાય પછી જામો પીછોડી પહેડી હાથમા આગલીયા પહેડી પહેલા *નવ કટકાની માચી નીચે મુજબ ચઢાવે

પહેલા ઉતર અને દક્ષીણ દીસા તરફ બે આડા ટુકડા ગોઠવે તે એવી રીતે કે ટુકડાનુ એક મુડુ (છેડો) ઉગમણુ તરફ અને એક મુડુ પશ્ચીમ તરફ રહે એમ બેઉ ટુકડા દુર દુરથી ગોઠવે પછી તે ટુકડાની ઉપર એક, એક, નાકેથી બે આડા ટુકડા મુકે દખણુ ઉતર તરફ મુડા આવે એમ ગોઠવે પછી તેના ઉપર પાછા ઉગમણુ પશ્ચીમ મુડા ફરી ચાર ટુકડા મુકે પછી નવમો ટુકડો તે ચારની ઉપર વચમાથી ઉતર દખણુ મુડુ કરી મુકે એ રીતે નવ ટુકડાની માચી ગોઠવે (નકશો જુઓ)

એ પ્રમાણે માચી ચઢાવી સોજ સદરાનો ચોખ્ખો ધોએલો ગારો લઇ આતશ બહેરામ સાહેબનુ તખત યાને આફ્રેગાન્યુ તથા ખુઆન નુ'છી સાફ કરે પછી ગારો જગ્યાએ મુકી દઇ હાથમાના આગલ્યા કાઢી નાખી કલશીઆ આગળ

નોટ*—ઉદવાડાના આતશ બહેરામ સીવાય બીજા કોઇબી ઠેકાણેના આતશ બહેરામમા નવ ટટકાની માચી ચઢી શકતી નથી બીજા અ૦ બે૦ મા છ યા સાત ટટકાનીજ માચી ચઢાવે છે.

જઇ કલશીઓ પાવ કરી તે પાવ કલશીઆએ જમનો હાથ **ખષનઓથર અહુરહે મજદાઓ અષેમવોહુ (૧)** પઢીને પાવ કરે અને દાહબા હાથમા તે પાવ કલશીઓ પકડી આતશ બહેરામ સનમુખ આવી ઉભો રહે

જો હાવન અને હુષેન ગેહની બોય દેતો હોય તો આતશ બહેરામની સનમુખ ઉધમણુ દીસા તરફ મોહડુ કરી ઉભો રહે અને રપીથ્વન યા બીજી હાવન, ઉજીરન, અને અઈવીસુથ્રેમ ગેહની બોય દેતો હોય તો આતશ બહેરામ સનમુખ પશ્ચીમ દીસા તરફ મોહડુ કરી ઉભો રહે અને આતશ બહેરામ સાહેબને નમન કરતો મહોડેથી પરગટ પઢે **નેમસતે આતરશ મજદાઓ અહુરહે હુદાઓ મજીસ્ત યજત ખષનઓથર અહુરહે મજદાઓ અષેમ વોહુ (૩) ફ્રવરાને મજદયસનો જ૦ ફ્રસસતયએચ આથ્રો અહુરેમજદાઓ પુથ્ર તવ૦** (જાવત) **પઢેઓ જાય નઇરયો સંઘહહે યજતહે ખષનઓથર યસનાઇચ૦ વીદવાઓ મરઓતુ અષેમ પઢી અષેમ વોહુ** પઢતા ખુઆન પાવ કરે **અષેમ અષેમવોહુ (૩)** પઢે

પછી કલશીઓ જગ્યાએ મુકી હાથ નુછી હાથમા પાછા આગલ્યા પેહેડી " અષેમ " ( બાવળની છોડી ) ત્યા બોએ ( સુખડની છોડી ) ઉભો રહે ત્યા પાગે તૈયાર રાખે પછી બે ચમચ લઈ બેઉ ચમચોથી આતશ બહેરામને લગાડી નમન કરે પછી એક ચમચ આતશ બહેરામની ઉપર ડહાબી બાજુથી મુકે પછી બીજી ચમચે કરી-**હુમતનાંમ હુખતનાંમ હુવરસ્તનામ** પઢતા ત્રણ અષેમ આતશ બહેરામ પર મુકે પછી **યદચા અન્યદચા વેરેજ્યમનનામચા વાવેરેજનનાંમચા મહીઅઇબી જરેતારો નએનએસ્તારો-યથનાં વોહુનાંમમહી** પઢતા એક અષેમ મુકે પછી આતશ બહેરામને નમન કરતા દાદાર અહુરમજદનુ નામ યાદ કરી ઘ ટ આગળ જઈ પહેલો એક ઘ ટ વજાડે પછી નીચે નકશામા જણાવ્યા પ્રમાણે દરેક દીસાએ ચોકશ પત પઢી ચક મુકે, યાને નકશામા જે દીસાએ કશ મુકવાના છે તે કશ મુકતા પઢવાનુ લખેલુ છે તે પ્રમાણે કશ મુકતા પઢવુ (નકશો જુઓ )

કશ મુકતી વખતે નીચે મુજબ ફરવું

પહેલી હાવન તથા હુષેન ગેહની બોએદે ત્યારે નઇરૂત્ય ખુણાના ઘ ટની આગળ પશ્ચીમ દીસા ભણી આતશ બહેરામ સનમુખ ઉભો રહે પછી ઉપર મુજબ પહેલો ઘ ટ વજાડી પશ્ચીમ દીસાનો પહેલો કશ ઉપર નકશ.મા બતાવ્યા પ્રમાણે પઢીને મુકે પછી ત્યાથી જમના હાથ તરફથી ફરી ઇશાન ખુણાનો બીજો કશ પઢીને મુકે પછી ત્યાથી પાછા દાહબા તરફથી ફરી અગની ખુણાનો ત્રીજો

કશ મુકે પછી ત્યાથી જમના હાથ તરફથી ફરી આવી પુર્વનો ચોથો કશ મુકે પછી ત્યાથી દાહબા હાથ તરફથી ફરી નઇરૂત્ય ખુણાનો પાચમો કશ મુકે પછી ત્યાથી દાહભા હાથ તરફથી ફરી વાવ્ય ખુણાનો છઠ્ઠો કશ મુકે પછી ત્યાથી દાહાબા હાથ તરફથી ફરી ઉતર દીસાનો સાતમો કશ મુકે પછી ત્યાથી જમના હાથ તરફથી ફરી દક્ષીણ દીસાનો આઠમો કશ મુકે પછી ત્યાથી દાહાબો ફરી પશ્ચીમ દીસા ભણી જગ્યાએ આવી માચીના નવમા કડકા પર નવમો કશ મુકે યાને કટકાને ચમચ લગાડે એ મુજબ જમના દાહબી ફરી હાવન અને હુશેન ગેહમા કશ મુકે.

બીજી હાવન યા રપીથ્વ, ઉજીરન તથા અઇવીસુથ્રેમ ગેહની બોએ દે ત્યારે ઇશાન ખુણાના ઘંટ આગળ પુર્વ દીસા ભણી આતશ બહેરામ સનમુખ ઉભો રહે પછી ઉપર મુજબ પહેલો ઘટ વજાડી ત્યાથી જમના હાથ તરફથી ફરી પશ્ચીમ દીસાનો પહેલો કશ ઉપર નકશામા બતાવ્યા પ્રમાણે પઢીને મુકે પછી ત્યાથી દાહબા હાથ તરફથી ફરી ઈશાન ખુણાનો બીજો કશ પઢીને મુકે ત્યાથી દાહાબા હાથ તરફ ફરી અગ્ની ખુણાનો ત્રીજો કશ મુકે પછી ત્યાથી પાછા જમના હાથ તરફથી ફરી આવી પુર્વ દીશાનો ચોથો કશ મુકે પછી ત્યાથી જમના હાથ તરફ ફરી નૈરૂત્ય ખુણાનો પાચમો કશ મુકે પછી ત્યાથી દાહબા હાથ તરફથી ફરી વાવ્ય ખુણાનો છઠ્ઠો કશ મુકે પછી ત્યાથી દાહબા હાથ તરફથી ફરી ઉતર દીસાનો સાતમો કશ મુકે પછી ત્યાથી દાહબા હાથ તરફથી ફરી દક્ષીણ ખુણાનો આઠમો કશ મુકે પછી ત્યાથી જમના ફરી પુર્વ દીસા ભણી જગ્યાએ આવી માચીના નવમા કટકા પર નવમો કશ મુકે યાને કટકાને ચમચ લગાડે એ મુજબ જમના દાહબી ફરી બીજી હાવન, રપીથ્વન, ઉજીરન, અને અઇવીસરૂથ્રેમ ગેહમા કશ મુકે

ઉપર મુજબ "કશ" મુકી રહી જગ્યા પર ઉભા રહી **અષનઓથર અહુરહે મજદાઓ નેમસતે આર્તશ મજદાઓ અહુરહે હુદાઓ મજીસ્ત યજત અષેમ** એટલું પઢતા ત્રણ અષેમ આતશ બહેરામ પર મુકે પછી હાથમાની ચમચ પર ત્રણ અષેમ તથા ત્રણ બોએ મુકી આતશ બહેરામની ઉપર માચીની જમની બાજુ મુકી પેવદ રાખી માચીની દાહબી બાજુ પહેલા જે ચમચ મુકેલી છે તે ઉચકી એ જમની બાજુ મુકે જો આતશ બહેરામ સાથે પેવદ રાખી ઘટ વજાડવા એ ચમચ નાની પડતી હોય તો તે આતશ બહેરામ પરજ ત્યા રહેવા દઇ પાસેથી મોટી ચમચ દાહબા હાથમા લઇ આતશ બહેરામ સાથે પેવદ લગાડી જમના હાથે ઘટ વજાડવાની શાકળ પકડી બાજમા **પનાંમે યજદાનથી**

નીયાએશ માડે અને **દુશમત, દુજુખત, દુજવરશત** પઢતા ઘ ટના નવ ટકોરા વજાડે હરેક ઉપલું પત પઢતા ૩ ટકોરા વજાડે મલી નવ ટકોરા વજાડે પછી મે હુડેથી (**સમોઇ ઉજારેપવા અહુરા** પઢતા ઘ ટ છોડી દઈ બધ પાડી જમના હાથે આતશ બહેરામ પર જે ચમચ પર અષેમ બોય મુકેલી છે તે આતશ બહેરામ પર મુકી ચમચ હાથમા પકડે અને પેલી પેવદવાલી ચમચ બાજુ પર મુકે આતશ બહેરામ પરની દાહાબી બાજુની ચમચ ત્યાજ રહેવાદે પછી આખી નીયાએશ પઢતો જ્યા જે બોલ આગળ="અ" આવે ત્યા અષેમ ૧ યાને બાળ ળની છોડી ૧ હાથમાની ચમચ વડે આતશ બહેરામ પર મુકે અને જ્યા જે બોલ આગળ="બ" આવે ત્યા બોએ ૧ યાને સુખડની છોડી હાથમાની ચમચ વડે આતશ બહેરામ પર મુકે એ પ્રમાણે એ પહેલી નીયાએશ આસ્તે આસ્તે પઢી નીચલા બોલો પઢતા "અષેમ" તથા "બોય" એકકી મુકવી

**આર્મઇતી** (અષેમ) **આદા** (અષેમ) **અષા** (અષેમ) **એમવત** (અષેમ) **અબીસ્રા** (અષેમ તથા બોએ) **અહુરા** (અષેમ) **અષિશમનંઘહો** (અષેમ) **આર્મઈતી** (અષેમ) **અષા** (અષેમ) **અતરાતામ** (અષેમ) **ઉસ્તનેમ** (અષેમ) **અષા** (અષેમ) **ઉઝ્દબ્યાચા** (અષેમ) **અહુરહે મજદાઓ** (અષેમ) **નેમસતે આતરશ મજદાઓ** (અષેમ) **અહુરહે** (અષેમ) **અષેમવોહુ** (૩) (૩ અષેમ) **ફ્રવરાને૦ ફ્રસસતયએચ આથ્રો અહુરહે મજદાઓ પુથ્ર** (અષેમ) **તવ આતરશ પુથ્ર અહુરહે મજદાઓ** (અષેમ) **આ । અહુરહે મજદાઓ** (અષેમ) **અઇરયનામ** (અષેમ) **આથ્રા** (અષેમ) **અસ્નવતે** (અષેમ) **આથ્રોઅ હુરહે** (અષેમ) **આથ્રો અહુરહે** (અષેમ) **આતર્શ** (અષેમ) **બએષજ** (બોએ) **આદ્રો** (અષેમ) **અહુરહે મજદાઓ** (અષેમ) **આતરેબયો** (અષેમ તથા બોએ) **યથા અહુવઇરિયો જઓતા** (અષેમ) **અથા** (અષેમ) **રાસ્નેમચ** (અષેમ) **હુબેરેતીમચ** (બોએ) **ઉરતબરેતીમચ** (અષેમ તથા બોએ) **વન્તબેરેતીમચ** (બોએ) **આફ્રીનામી** (અષેમ) **તવ આતર્શ પુથ્ર** (અષેમ) **અહુરહે** (અષેમ) **યેશ્ન્યા અહી** (અષેમ) **બુયાઓ** (બોએ) **ઉરતબુયાત** (અષેમ તથા બોએ) **અહમાઇ** (અષેમ) **બાદ** (બોએ) **અએસ્મો** (અષેમ) **બરેસ્મો** (બોએ) **અએસ્મેબુયાઓ** (અષેમ તથા બોએ) **બોઇદીબુયાઓ** (બોએ) **બુયાઓ** (બોએ) **ઉપસ્નેબુયાઓ** (બોએ) **બુયાઓ** (બોએ) **આતર્શ પુથ્ર** (અષેમ) **અહુરહે મજદાઓ** (અષેમ) **સોચબુય** (બોએ) **મત સોચબુય** (બોએ) **વક્ષથબુય** (બોએ) **અઇપી** (અષેમ) **ઉપસુરામ** (અષેમ) **આતરો પુથ્ર** (અષેમ) **અહુરહે મજદાઓ** (અષેમ) **આસુ ખાથ્રેમ** (અષેમ) **આસુથાઇતીમ** (અષેમ) **આસુજીતીમ** (અષેમ) **ઉરૂને** (અષેમ)

ઉષિ (અષેમ) **ચાપઇરિઆથ્રેમ** (અષેમ) **એરેદવો** (અષેમ) **અખરન્યાંમ** (અષેમ) **અસ્નામચ** (અષેમ) **આસિતો** (અષેમ) **આસ્નાંમ** (અષેમ) **આંજો-બુજીમ** (અષેમ તથા બોએ) **આતર્શ પુથ્ર** (અષેમ) **અહુરહે મજદાઓ** (અષેમ) **અંઘહત** (અષમ) **અફ્રસાઓઘહાઓ** (અષેમ) **અહુમ** (અષેમ) **અપઓનાંમ** (અષેમ) **જજેબુયે** (બોએ) **ઉરૂનએચ** (અષેમ) **બઇરીતે** (બોએ) **આતર્સ** (અષેમ) **અહુરહે** (અષેમ) **યએઇબ્યો** (બોએ) **અએમહમપચાઇતી** (અષેમ) **વીસપએબ્યો** (અષેમ તથા બોએ) **હુબેરેતીમચ** (બોએ) **ઉશ્તબેરેતીમચ** (અષેમ તથા બોએ) **વન્તબેરીતીમચ** (બોએ) **આતર્શજસ્ત** (અષેમ) **આદીદય** (અષેમ) **બરઇતી** (બોએ) **અર્મએષાઇદે** (અષેમ) **આતરેમ સપેન્તેમ** (અષેમ) **રથએસ્તારેમ** (અષેમ) **આઅત** (અષેમ) **અએમ** (અષેમ) **બરઇતી** (બોએ) **અએસ્મેમવા** (અષેમ) **અપય** (અષેમ) **બરેતેમ** (બોએ) **બરેસ્મવા** (બોએ) **અષ્ય** (અષેમ) **ઉર્વરાંમ** (અષેમ) **આહે પસ્ચએતે** (અષેમ) **આતર્શ** (અષેમ) **અહુરહે** (અષેમ) **અત્બીરતો** (અષેમ) **ઉપથવા** (અષેમ) **ઉપવીરનાંમ** (અષેમ) **ઉપથવા** (અષેમ) **અઉઘહ** (અષેમ) **ઉર્વાક્ષ** (અષેમ) **અઉઘહ** (અષેમ) **દમિ તઆથ્રો** (અષેમ) **આફ્રીવનેમ** (અષેમ) **અહમાઇ** (અષેમ) **અએસમેમ** (અષેમ) **બરઇતી** (બોએ) **અપહે-બેરેજ** (અષેમ તથા બોએ) **યઓજદાતાં** (અષેમ બોએ સાથે)

અહી સુધી પુરૂ કરી જે આતશખહેરામ પર ચમચ છે તે લઇ એકકપર બેઉ સાથે બેઉ હાથે પકડી આતશ બહેરામ સાથે પેવદ લગાડી બાજમા પઢે=**અહુરમજદ ખોદાએ અવજુનીએ મરદુમ૦ અએદુનબાદ** પરગટ પઢે **યથા અહુવઇરયો** (૨) **યથા અહુવઇરયો** (૨) પઢતા બેઉ ચમચો હાથમા લઇ જમના હાથ તરફથી ફરી પશ્ચીમ દીસા તરફ જે પહેલો કશ મુકેલો છે તે કશની પાસેથી ચમચની ફેન એક એક પર ઉભી મુકી નીચલી ચમચની કોર વતી કશ મુકેલા છે તેની આસપાસ ગોળ ફરતે કશ ખેચે

પશ્ચીમ દીસાના કશ પરથી ખેચતો ઉતર દીસા તરફથી પીઠે ચાલી પાછો પશ્ચીમ દીસાના કશ આગળ આવી એ **યથા અહુવઇરયો** પુરી કરી કશ પુરો કરે અને ત્યાથી જમનો ફરી એટલે દક્ષીણ દીસા તરફથી પાછો જગ્યા પર આવી ઉભો રહે અને બેઉ ચમચોનો આતશખહેરામ શાથે પેવંદ રાખી આગળ પઢે **યસનેમચ૦** થી પઢે **અદતોય આતરેમ** પઢી બાજમા બીજી નીયાએશ માડે **ઉસમોઇ ઉજારેષચા અહુરા** પઢતા માચીની ઉપગ્નો જે નવમો કટકો છે તે બેઉ ચમચો વતી ફેરવી ચાર કટકાની સાથે મુકે. પછી બેઉ ચમચ તેની

જગ્યાએ મુકીદે અને નીઆએશ પુરી કરે નીઆએશ પુરી કરતી અને માંડતી વખતે ચમચ પેવદ માટે જોઇએ ત્યારે લેવી એરીતે ત્રણ નીયાએશ પુરી કરી ચોથી નીયાએશ માડી બેઉ ચમચો લઇ જે જે આસપાસ ગોળ કશ તથા બીજા બધા કશ ઉપર કાઢેલા છે તે માજી નાખે યાને ભુસી નાખે અને આતશબહેરામ પરની રખ્યા ચમચો વતી સરખી કરે તેમ કરતા રખ્યા નીચે નહી પડે તેની સભાળ રાખવી એ પ્રમાણે બધી નીયાએશો માડી પુરી કરવી જો પહેલી હાવન અને હુશેન ગેહની બોયદીએ તો આતશની અગીઆર નીયાએશ કરવી

અને બીજી હાવન અથવા રપીથ્વન તથા અઇવીસરૂથ્રેમ ગેહની બોયદીએ તો નવ નીઆએશ કરવી અને ઉજીરન ગેહની બોયદીએ તો સાત નીયાએશ કરવી. છેલ્લી નીયાએશ પુરી કરી બીજી પાવીમા આવી હમાઇરએસચ થી બાજ મુકી જેની નૈયતે માચી ચઢાવી હોય તેની દુવા ભણી તનદરૂસ્તી પઢી પછી પનેતપશેમાની કરવી એટલે બોયદેવઇ સપુરણ થઈ

---

## માચી ચઢાવવાનુ તથા બોય દેવાનું કારણ અને ખુબી

"આતશ બહેરામ સાહેબની માચી ચઢાવી બોય દેવી" !! એના અર્થના એકદમ ઉડાણમા નહી ઉતરી શકતા આપણે ટુકમાજ જોઇશુ કે " માચી " નો સાધારણ અર્થ બેઠક યાને "તખ્ત" થાય છે "બોય" અર્થ સુખડ, લોબાન, વીગેરે સુગધીદાર ચીજ એવો આપણે કરીએ છીએ અને દેવી એટલે આપવી અર્પરણ કરવી વીગેરે થાય છે હવે આતશ બહેરામને માચી ચઢાવી બોય દેવી એટલે આતશ બહેરામ સાહેબને સુગંધીદાર ચીજનુ તખ્ત અર્પરણ કરવું યાને ચઢાવવુ એ રીતે આતશ બહેગમ સાહેબને દરેક ગેહે ગેહ એવી "માચી" ચઢાવી બોય દેવાની જરૂર છે કારણ કે જેવી રીતે આપણને આપણા ઉસ્તાન યાને સજીવણ શક્તી force of cohesion ને માટે ચોકશ વખતે ચોકશ ક્રીયાઓથી બનેલો ખોરાક યાને પકાવેલા ખોરાકની જરૂર છે તેમ આતશ બહેરામ સાહેબને બી ચોકશ ક્રીયાઓ સાથની માચી રૂપી ખોરાકની વખતસર જરૂર છે

હવે સવાલ એજ છે કે માચી રૂપે કાચ ખોરાક આપવો જોઇએ એ માટે બી સમજવુ સહેલ છે કે જેવી રીતે એક પાદશાહને તેનો ખોરાક તાજીમ તવાજોથી ખુબ આરાસ્તા કરીને આપવામા આવે છે તેમજ આ આપણા મીનોઇ પાદશાહને પણ એવણનો "બોય" નો ખોરાક માચી રૂપે ગોઠવી ગભીર ક્રીયાઓ સાથે અર્પરણ કરવો જોઇએ કે જેની અસરથી આપણને સારો બદલો મલી શકે

માટે એવી રીતે દરેક ગેહે ગેહની શરૂઆતીમા આવી માચી અર્પણ થતાં આતશ બહેરામ સાહેબ પોતે જાગૃત બની આસે પાસેના દેવ દરૂજોનો દોર તોડી બધાને જાગૃત થવાની ચેતવણી આપે છે કે બધાઓ કે જેઓ સુસ્ત બની પડેલા હોય તેઓએ જાગૃત થઇ પાદીઆબ કુસ્તી કરી દેવ દરૂજોનો દોર દુર કરવો

તેમજ માચી ચઢાવી ચક ફરવામા યાને કશ મુકવામા બી મોટી ફીલસુફી સમાયલી છે ઉપલી ક્રીયામા કશ મુકતી વખતે ખાસ ખુબ સભાળથી ચોકશ જમની યા દાહબી બાજુ તરફથીજ પાછુ ફરવાનુ ફરમાવેલુ છે એજ ખુબી આપણને દેખાડી આપે છે કે એક પાદશાહ આગળ તેની ક્રીયા કરતી વખતે જેમ ગમે તેમ તોછડાઇથી નહી ફરતા ચોકશ માન યજતથીજ ફરવુ જોઇએ.

હવે એક દાદાર અહુરમજદના નામથી ઘટ વજાડી દરેક "કશ" મુકતી વખતે દાદાર અહુરમજદને શુ ? અરજ ગુજારે છીએ તે જોઇએ

પશ્ચીમ—પહેલો કશ આથ્વા આથ્રો ગારયેમી=યાને (ઓહોરમજદ) તારા આતશ મારફતે હુ તુને વખાણુ છુ

ઇશાન—બીજો કશ—વંઘહેઉશ મનઘહો જઓથ્રાબ્યો યજમઇદે યાને ભલામનના જોરોથી તુને અમો આરાધ્યે છીએ

અગ્નિ—ત્રીજો શક—આથ્વા આથ્રો ગારયેમી=યાને તારા આતશ મારફતે હુ તુને વખાણુ છુ

પૂર્વ—ચોથો કશ—વંઘહેઉશ ઉખદહે જઓથ્રાબ્યો યજમઇદે યાને ભલાં વચનના જોરોએ હમો આરાધ્યે છીએ

નૈચરૂત્ય—પાચમો કશ—આથ્વા આથ્રો ગારયેમી=યાને તારા આતશ મારફતે હુ તુને વખાણુ છુ

વાવ્ય—છઠ્ઠો કશ—વંઘહેઉશ પયઓથ્નહે જઓથ્રાબ્યો યજમઇદે યાને ભલા કામોના જોરોથી અમો આરાધ્યે છીએ

ઉતર—સાતમો કશ—સુકાઈ મનંઘહ યાને (અમારા) મનને રોશન કરવા માટે

દક્ષીણ આઠમો કશ=શુકાઈ વચંઘહ યાને વચનને રોશન કરવા માટે માચીની ઉપરનો નવમો કશ=શુકાઇ ષયોથ્ન યાને કામોને રોશન કરવા માટે

હવે આપણને ઉપલા ખુલાસાથી માલમ પડશે કે આપણે માચી ચઢાવી કશ મુકતા અહુરમજદ આગળ આતશબહેરામની ખીદમત માટે એકરાર કરીએ છીએ જો તે એકરારના માથ્રો જે તે માથ્રને માટેની દીસાએજ ઉભા રહી કે ક-

વામા આવે તોજ આતશબહેરામ સાહેબ મારફતે તે અહુરમજદને પહોચી શકી તેનુ પ્રતીફળ મેળવી શકાય છે તેમજ પહેલી નીયાએશ કરતા "અષેમ" તથા "બોએ" આતશબહેરાન પર મુકવાનો કાયદોબી ઘણોજ બરહક છે કારણ કે આતશ નીયાએસમા આતશને જગેજગ અષેમ તથા બોય અર્પણ કરવાનુ જણાવેલુ છે એટલુજ નહી પણ આતશ પોતે પણ તેવી ઉમેદ રાખે છે માટે તેવા બોલો તેની સનમુખ નીકળતાજ જો તેને તે માથ્ર પ્રમાણે અર્પરણ કરવામા આવે તો તેનો બદલો દેખઇતીજ રીતે આપણને ઘણો સારો મલી શકે છે માટે એ ક્રીયા ઘણીજ ગભીરાઈ અને બુજરોગીથી થવી જોઇએ

---

## આતશ બહેરાંમની "ભષમ" કાઢવાની બીનાં

(ભષમ હુષનગેહમાજ કહાડવી જોઇએ)

પ્રથમ ત્રણ મોબેદો મીનો નાવરની મોટી ખુબ કરે તેમાથી એક મોબે. સવારે હાવન ગેહથી રાતે અઇવીસરૂથ્રેમ ગેહ સુધી એકજ જણે બધી ગેહની બોય દેવી

ઉજીરન ગેહમા નીચે મુજબ વાસણો તેયાર કરે ખુમચા ૩ ચમચ ૨ અસ્તામાના તપેલા ૩ કારણું કલઇનુ ૧ અને તે પર ઢકાએ તેવો કાશીઓ ૧ સદરો ૧ આગલ્યા જોડ ૨ નારાનો કટકો ગજ પોણો એટલુ બધુ તેયાર રાખવુ તથા પાણીના કારણા તથા કલશીઆ ચોખ્ખા કરી લાવી પાવી પર ઢાકી મુકવા

પછી રાતે હુષેન ગેહમા મોબેદો બાર વાગે ને પાદીઆવ કુસ્તી કરી ફરજીયાત કરે પછી એક જણ કારણુ તથા કલશીયો પાવ કરી ખુમચા બે પાવ કરી તેને ખુશક યાને કોરડા કરે અને બે તપીલા પર જુદા જુદા મુકે પછી બે ચમચ પાવ કરી ખુશક (કોરડી) કરી એક પાવ ખુમચામા મુકે પછી એક તપેલુ પાવ કરી ખુશક કોરડુ કરે અને તે એક વગર પાવ કીધેલા ખુમચામા મુકે અને પછી આગલ્યા પાવ કરે અને આતશ આગળ ખુશક કરી પાવ ખુમચામા મુકે અને નારૂ તથા સદરો પાવ કરી ખુશક કરો એક પાવ ખુમચામા મુકે કાસીયો પાવ કરી ખુશક કરે એ સઘળુ પાવ કરેલુ આતશબહેરામના ગુબજમા લઇ જાય અને કીનારીની પાવીમા ખુઆન સાથે મુકે પછી એક પાણીનુ કારણુ લાવી બોયદેવાના કલશીયાએ પાવ કરી ખુશક કરે પાણી કાઢી કોરડુ કરે

પછી મોટી ખુબવાલા બે મોબેદો જામો પીછોડી પહેડી પીછોડી સાથે

નારાનું યા સુતરની દોરીનુ પેવંદ બેઉ જણ બાધે અને ત્રીજો મોબેદ ઉપરનાં કામ માટે ત્યા હાજર રહે જોઇએ તે ચીજ તેઓને લઇ જઈ આપે,

પછી બેઉ મોબેદો પેવંદ સાથેજ રાખી અગીઆર ટુકડાની બાવળના કાપ લાની માચી ચઢાવી રોશન કરે પછી તેજ મોબેદો જોર પેવંદ સાથે ઉબર આગ ળની પાવીમા ઉભા રહી બાજ્રથે પરગટ પઢે **બનાંમી યઝદ૦ દાદગર દાદાર યથા અહુવઇરયો**(૧) પઢી બીજી નાની પાવી ઉપર ઉભા રહી **અષેમવોહુ (૧)** પઢે પછી બેઉ જણા અંદર જઈ આતશ બહેરામને નમન કરી બેઉ હાથે સેજદો કરે પછી જેમ બોય દઇએ તેમ બોય દેવી પણ બેઉ જણા સાથે પઢે સમજવુ કે જે મોબેદ બોયની ક્રીયા કરતો હોય તે જોતી અને જે સાથે પઢીયા કરે તે રાથવી

બોયની બધી ક્રીયા પુરી કરી પહેલી નયાએશ પુરી કરી બાજમા બીજી નીયાએશ માટે અને **પપતીત હોમ** સુધી પઢી મુગા રહે પછી બોય દેવાની હાથમાની બેઉ ચમચો તેની જગ્યાએ મુકે અને હાથમાના તે આગલ્યા બી કાઢી મુકે પછી પાવ કલશીઓ છે તે લઇને જોતી મુગે મોને પોતાના બે( હાથ પાવ કરે અને તે બેઉ હાથ ખુશક કોરડા કરે પછી પાવ ખુમચામા જે પાવ આગલ્યા છે તે બેઉ પાવ હાથમા પહેડે તે એવી રીતે કે જામાની બાએ તેને લાગે નહી તેની સભાળ રાખે પછી ખુમચામા જે પાવ ચમચો છે તે બેઉ હાથમા લઈ આતશ બહેરામ સનમુખ ઉભો રહે રાથવી "ભષમ" કાઢવા માટે જે પાવ તપેલુ છે તે ખુમચા સાથે બેઉ હાથમા લઇને જોતી આગળ ઉભો રહે પછી જોતી પેલી બેઉ પાવ ચમચો કુડીની અંદર આસકા પર મુકી પેવંદથી બેઉ જણા મનમા પઢે **અષેમ વોહુ (૩) ફ્રવરાને૦ ફ્રરસસતર.એચ** સુધી પઢી બેઉ જણા મનમા **અહુરહે મજદાઓ રએવતો ખરેનઘુહતો** પઢતા જોતી ચમચે કરી પહેલા મુકેલા દશ—કશ ઉપ રથી જરા ચમચ પર ભષમ લે અને રાથવીના હાથમાના પાવ તપેલામા નાખે પછી બીજા કશ પરથી ચમચે કરી જરા ભષમ લેતા પાછા બેઉ જણા મનમા પઢે **અહુરહે મજદાઓ રએવતો ખરેનઘુહતો** પછી ચમચે લીધેલી ભષમ રાથ વીના હાથમાના પાવ તપેલામા નાખે એ રીતે અનુક્રમે મુકેલા નવે કશ પરથી ઉપર મુજબ બેઉ જણા મનમા પઢી ઉપર મુજબ દરેક કશ પરથી જરા જરા ભષમ લઇ તપેલામા નાખે એ પ્રમાણે નવ કશ પરથી નવ વખત ઉપર મુજબ બેઉ જણા મનમા પઢીને ભષમ જરા જરા કાઢ પછી નવ કશ પરથી જરા જરા ભષમ લેવાઇ રહે ને પછી આતશ બહેરામ પરથી ફરતેથી જોઈ તેટલી ઉપર ઉપરથી ભષમ રાથવીવાલા પાવ તપેલામાજ કાઢવી,

પછી ચમચોનુ પેવદ કુડી સાથે રાખી બેઉ જણા મનમા પઢે **ખષનઓથર યસ્નાઇચ વ૦ ખષ૦ ફ્રે૦ યથા અહુવઇરયો જઓતા ફ્રરામે મરૂતે અથા રતુશ અષાતચીત હચ ફ્રરા અષવ વીદવાએ મરઓતુ અષેમ અષેમ વોહુ (૧)** પઢી જાય પછી બેઉ જણા મોહડેથી પરગટ પઢે **ઉસમોઇ ઉજારેષવા અહુરા૦** પછી બેઉ ચમચો તેની જગ્યાએ મુકે અને ભષમનુ તપેલુ ખુમચા સાથે નીચે કીનારીની પાવીમા મુકે પછી બેઉ જણા અગીયાર નીયાએશ પુરી કરીને છેલ્લે **નઇરયોસંઘહહે યજતહે અષેમવોહુ (૩)**—પુરી કરી મુગા રહે પછી બેઉ જણા મુગે મોઢે પોતાના બેઉ હાથો પાવ કરી ખુશક કોરડા કરે પછી ત્રીજો મોબેદ તેઓને બેશવાનુ લાવી આપે તે પર સામસામી બેઉ જણા બેસે પછી પેલો ત્રીજો મોબેદ ભષમવાલુ તપેલુ ખુમચા સાથે લાવી વચમા મુકે અને પાસે ઉભો રહે બીજુ જે જોઇએ તે લાવી આપે પછી બેઉ મોબેદો પાવ હાથે પાવ સદરો છે તે લઇ તેનો ગારો કાઢી તપેલામાની "ભષમ" પેલા પાવ ખુમચાઓમા ચારે પછી ચારી રહી જે પાવ ઘડો ખુશક કરી કોરડો કરી રાખેલો છે તેમા બધી "ભષમ" ભરે અને જે પાવ કાશીઓ કોરડો કરી રાખેલો છે તે કારણા (ઘડા) પર અબડુ ઢાકે પછી ઉપર સદરાનો કટકો દબલ કરી ઢાકી પાવનારાના ટુકડાએ ત્રણ આટા ઘડાના ગરામા ફેરવી કુસ્તી ગાઠે બાધે પછી "ભષમ" નો ઘડો બાજુએ મુકે

પછી બેઉ મોબેદો હાથ ધોઇ નુછી સાફ કરે ત્રીજો મોબેદ બધુ ઉચકી જગ્યાએ મુકે પછી બેઉ મોબેદો પેવદ જોર સાથે કીનારીની ઉબરની પહેલી પાવીમા ઉભા રહી મોહડેથી **હમાઇરએસચ૦ હજંઘરેમ૦ જસમે૦ કેરફે-મોજદ૦** પઢે પછી ઉબરની બીજી પાવીમા ઉભા રહી દખણ દીસા તરફજ મોહડુ રાખી રોજ નેકનામ પઢી પુરૂ કરે પછી દુવા તનદરૂસ્તી પઢી પતેત કરે હવે પેવદ છોડી દઇ જામો પીછોડી કાઢી મુકે એટલે ક્રીયા પુરી થઇ

---

## "ભષમ"ની ખુબી

જયારે "ભષમ" યાને રાખ (Ash) જેવી ચીજનેબી પવીત્ર આતશ બહે-રામ પરથી કાઢવા માટે ઉપર મુજબની મોતેબર ક્રીયાઓ કરવામા આવે છે ત્યારે એવી રાખમાબી કાઇક મોતેબર ખુબીઓ સમાયલી હોવીજ જોઇએ એમ આપણે સહેલથી સમજી શકીએ છીએ

અને તેનજ છે કે જેવી રીતે એક આતશમા જેમ તેની ગરમીથી દરેક

ચીજને નાપાકીથી દુર કરી પવીત્ર કરવાની ગતી energy છે તેમ જે આતશ બળીને તેની રાખ બનેલી છે તેમા બી ગલીચી દુર કરી દરેક ચીજને પવીત્ર બનાવવાનો અંશ છે તેથી એવાજ કારણોને લીધે આપણા મહાન અષો પયગમ્બર સાહેબે પાક આતશ બહેરામ સાહેબની પવીત્ર "ભષમ" યાને રાખ આપણી નાહન નહાતી વખતે પીવાની નીરંગદીનમા ઉમેરવાનુ તેમજ બીજી કીયાઓમા વાપરવાનુ ખાસ જરૂરી ફરમાન આપ્યુ છે અને એ ફરમાન કેટલુ બધુ જરૂરી અને સાયન્ટીફીક છે તે નીચલા ખુલાશાથી માલમ પડશે.

જે આપણે ગોધાનો યા બળદનો નીરંગ વાપડીએ છીએ તેમા એક જાતની કારબોનિક એસિડ Carbonic Acid નામની એક જાતની ઝેરી યાને કાતીલ હવા આવે છે જે દરેક જાતની ગલીચીને દુર કરે છે પણ આપણે પીધાથી નુકશાન કરે છે

જ્યારે રાખમા એક જાતનો કારબોનેટ ઓફ પોટાસ Carbonet of Potash નામનો મુખ્ય ખાર આવે છે તેમા પણ ખરાબ ગલીચી તેમજ નાપાકી ચુશી લેવાનો અંશ હોય છે

હવે જ્યારે નીરંગદીનમા ભષમ યાને રાખ નાખવામા આવે છે ત્યારે "ભષમ" નીરંગદીનમા મળી જવાથી નીરંગદીનની અંદરની કારબૉનિક ઍસીડ યાને એક જાતની ઝેરી હવાને "ભષમ" યાને રાખ ચુશી લે છે જેથી તેનું કૈવત તદન નરમ પડી જાય છે, જેથી નીરંગદીન પીવાથી આપણને કાઇબી નુકશાન થતુ નથી

પણ જો ઉપર મુજબ નીરંગદીનમા "ભષમ" નહી નાખેલી હોય તેવી નીરંગદીન પીધામા આવે તો આપણને ખચ્ચીતજ નુકશાન કરતા થઈ પડે એ દેખઈતુ છે તે માટે આપણને નીરંગદીનમા ખાસ "ભષમ" નાખવાનુ તાકીદનુ ફરમાન છે અને તેવી "ભષમ" ખાસ આતશ બહેરામ ઉપરનીજ ઉપલી કીયાઓ કરી કહાડવી જોઇએ કારણ કે મહાભારત કીયાઓથી બનેલી નીરંગદીનમા જો બીજી કોઇ સાધારનજ રાખ નાખવામા આવે તો નીરંગદીનની જે પવીત્રાઇ છે તે ઓછી થાય છે તેટલા માટે "ભષમ"બી પાક આતશ બહેરામ પરથીજ તેની ઉપલી ફરમાવેલી કીયાઓ પ્રમાણે કાઢવી જોઈએ કે જેથી પીનાર પોતાના એકરાર પ્રમાણે પોતાના મનની અષોઇ મેળવી અહુરમજદને પહોચી શકે.

તેમજ ઉપર મુજબ ભષમમા ખરાબ ગલીચી દુર કરવાનો મુખ્ય અંશ હોવાને લીધેજ જ્યારે નવા "વરસયાજી" ને ઇજવામા આવે છે ત્યારે તેના

કાપેલા ' વરસ " યાને બાલને પવીત્ર કરવાને શારૂ ખાસ " ભષમ " ને પાવ મહેલની ક્રીયાઓ સાથે પાણીમા ઉકારી તેમા " વરસ " ધોવામા આવે છે કે જેથી તે સપુરણ ઈજાયા વગરના " વરસ " પરનો નસો દુર થઈ પવીત્ર થાય છે

એ રીને હવે ઉપલા ખુલાશાથી આપણને ખુલ્લુ માલમ પડે છે કે આપણા મહાન અષો પયગામ્બર સાહેબે આપણને જે જે ફરમાનો આપેલા છે તે અનેક મોતબર અને સાયન્ટીફીક ખુબીઓથી તદન ભરપુર છે માટે એવા ફરમાનો બજાવવામા સહેજબી ખામી રહેવા નહી પામે તેવી સભાળ રાખવાની એવી ક્રીયા કરનાર દરેક આશ્રવનની ખાસ ફરજ છે

---

## સચકાર કરવાની ક્રીયા.

આપણા જરથોસ્તી મહજબનુ ફરમાન એવુ છે કે એક ગુજરનાર માણસના છેલ્લા દમની સાથેજ તુરતજ સચકારની ક્રીયા સરૂ કરવી જોઇએ પણ આજે એ કામમા મરનારના વહાલાઓની લાગણીને ખાતર ઘણી ઢીલ કરવામા આવે છે પણ તેમ બીલકુલ બનવુ નહી જોઇએ

એક ઉરવાન ગુજર પામ્યુ કે તેને માટે પુરાણા પણ આખા અને સોજાં ધોયલા કપડા નીચે મુજબ તેયાર કરવા, બનતા સુધી સુદરહે, કુસ્તી, અને પહેડવાના કપડાબી મરનારનાજ હોય તો તે લેવા વધારે સારૂ છે

સદરો ૧ લેગો ૧ તોપી ૧
કચ્છા માટે એવડુ લાબુ કપડુ
જામો અથવા દગલી ૧ તેના કશ તોડી નાખવા અને
છેડેથી થોડીક બાહે ચીરી નાખવી
ચાદર અથવા મોટી પીછોડી ૨
બધ મોટા ૫) એવડી ચીપને વળ દઈ બનાવવા
બધ ૨) નાના
મથા નીચે મુકવા ઉધણુ યાને ગાદી કપડુ વીગેરે વધતા ઓછા
સદરાના ગારા પાસે રાખવા

ઉપર મુજબના કપડા તેયાર રાખી રૂવાન સચકી મુકવાની જગ્યા હોય ત્યાથી વાગી સાફ સુફ કરાવી તે જગ્યા પર બે પત્થરની લાદી ગોઠવવી જો લાદી ન મુકતા કોઇનો ભોય કરવાનો વિચાર હોય તો તે જગ્યા પરથી ઉપ્પર

ઉપરથી રૂવાંન મુકાય એટલી જગ્યા પરના પોપરા કાઢી તે પર જુની રેની પાથરવી જો જમીન પર પત્થર જડેલા હોય તો તે બી તેટલી જગ્યા પરથી કાઢી નાખવા મટોરાની લીપેલી જમીન હોય તોજ ભોય થઇ શકે માટે તેમ બને તોજ ભોય કરવી અને ભોએસેથી ત્રણ કદમ દુર ઘીનો દીવો તથા આતશનુ પાતરૂ રોશન કરવુ પછી પેલી પત્થરની લાદી યા ભોએ પર પાચ મોટા બધ આરા ગોઠવીને મુકી ઉપર ચાદર અથવા પીછોડી પાથરવી અને એક ચાદર રૂવાનને નવાડી લાવી મુકવા થોડેક દુર પાસેથી પાથરવી.

પછી રૂવાનને બહાર ખુલ્લી જગ્યામા લાવી એક લાકડાના બાજટ પર બેસાડી એક મોબેદ પોતે પાદીઆબ કુસ્તી કરી **ખષનઓથર અહુરહે મજદાઓ અષેમવોહુ (૧)** પઢે પછી રૂવાનની કુસ્તી છોડી બધા કપડા કાઢાવે અને તેના આખા શરીરે ત્રણ મરતબે બરાબર રીતે નીરંગ ચોપડે પછી તે રૂવાનને થડાજ પણ કુવામાથી ચોખ્ખા કીધેલા પાણીએ નવાડે પછી દીલ ટુવાલે સાફ લુછી કચ્છો બાધે (ઓરત હોય તો તેની ગુપ્ત જગ્યાએ ચોવરૂ આઠવરૂ કપડુ કરી તેની ગાદી મુકી પછી કચ્છો બાધે) પછી લેગો તથા સદરો પહેડાવી ટોપી પહેડાવે પછી પેલો મોબેદ જેને પાદીઆબ કુસ્તી કીધી છે તે રૂવાનને બધાવાની કુસ્તી લઈ રૂવાનની પાછળ ઉભો રહી **કેમનાંમજદા૦**થી પઢી **અહુરમજદ ખઓદાઓ૦ જશમે અવંઘહે૦** પઢી કુસ્તી કરાવે **જશમેઅવં-ઘહે** પુરી કરી કુસ્તી પકડી રાખી **અષેમવોહુ (૩)** પઢી **ફ્રસતુયહુમત બેઅ-સચા** આખી પઢી **અષેમવોહુ (૩)** પઢે પછી કુસ્તી પકડી રાખીનેજ નીચલા અવસ્તા ત્રણ વાર પઢે **ઉશતુઅઇતીમ ગઆથામ સરઆઉયઓ ઉશતતા તેમ નેમરોમનો ઉશતા અહુમાઈ ઇયઅહમાઇ ઉશતાકહમાઇચીદ વષે ખષેઆંશ મજદાઓ દાઇયાદ અહુરો=અષેમવોહુ (૧)** પઢી રહે ને પછી આસ્તેથી બે ચાર જણ મલી રૂવાનને ઉચકીને સચકારવાલી જગ્યા પર જયા નીચે અલાયધી ચાદર પાથરેલી છે ત્યા તે પર લાવી મુકે અને તેના ઉપર એક જણ હાથ રાખી બેસી રહે પછી સચકાર કરનારા બે જણા પાદીઆબ કુસ્તી કરી કુસ્તી નાથે પેવદ બાધી પગમા લોખડની ખડાઉ પહેડી સરોસ બાજ **ખષનઓથર અહુરહે મજદાઓ અષેમ વોહુ (૧)** થી **અસ્તવઇતીશ અષહે** સુધી પઢી બાજલે પછી અદર રૂવાન આગળ આવે હવે સગા વહાલાઓ જેઓ સેજદો કરવાના હોય તે અડકીને કરીલે પછી પહેલા સચકાર વાલો એકજણ પેલો જે રૂવાન પર હાથ મુકી રાખેલો છે તે ઉચકે કે તરતજ તેના અગપર હાથ મુકીદે પછી ધીરજથી જામો અથવા દગલી જે

હોય તે પહેરાવે પછી પેલા નાનાં બંધ છે તેને કરી બેઉ હાથોની સરખી અદબ વારી બંધ બાંધે બંધ બાંધતા **યથા અહુવઇરયો (૧)** પરગટ પઢે અને અવળા કુસ્તી ગાઠ વાલે દરેક બંધ બાંધતા **યથા અહુવઈરયો (૧)** પઢવી પછી પગને લાંબા રાખવા હોય તો લાંબા રાખી નહી તો ધીરજથી પલાંથી માફક વારી નાના બંધે કરી પગનો બંધ બાંધે પછી ધીરજથી બેઉ જણા ખુબ સંભાળથી રૂવાનને ઉંચકીને લાદી યા ભોય પર પાંચ બંધ મુકી પીછોડી પાથરેલી છે તે પર સુવાડે અને પછી પીછોડી રૂવાનના આખા અંગપર અંગનો કોઇબી ભાગ ખુલ્લો નહી રહે એવી રીતે વીટાળે પછી સરખો રીતે માથા પર છેડો લઇ પહેલો બંધ ગરા આગળનો બાંધે બીજો બંધહાથની બાજુઓ વચ્ચે બાંધે ત્રીજો કમર પર બાંધે ચોથો બંધ જરા જાંગની ઉપરથી બાંધી પાંચમો છેલ્લો બંધ પગ આગળથી બાંધે યાદ રાખવુ કે દરેક બંધના સવળા ગાઠ વાળવા અને દરેક બંધ બાંધતા * **યથા અહુવઇરયો (૧)** પઢવી અને દરેક બંધના છેડા એક એકની સાથે જોડેલા રાખવા પછી કાન ખુલ્લા કરવા ++ પછી ઉંધણુ લઈ માથા નીચે સરખી મુકી માથું ગોઠવીને મુકવું પછી એક ખીલો લઇ માથા આગળથી શરૂ કરી લાદીની આસપાસ ભોય પર ત્રણ **યથા અહુવઇરયો** પઢતા ત્રણ "કશ" ખેચવા અને ખીલો માથા આગળ ભોયમા ખોશી મુકે અથવા એમજ મુકે પછી કુતરો લાવી સગદીદ કરાવે બરાબર રીતે સગદીદ કરાવે પછી સચકાર વાલા રૂવાનને સેજદો કરી પેલી ભોયપરની ચાદર છે તે લઇ બહાર આવે અને **નેમસ્ચા ઇઆ આરમઇતીશ ઈજાચા** થી પઢી બાજ મુકે પછી નીરંગ ચોપડી નાહી લે ! ! સચકારની ક્રીયા શરૂ કરવા માઉ કે. એક મોબેદ કુસ્તી કરી રૂવાન આગળ ઉભો રહી પતેત પશેમાની પઢવા માઉ સચકારની ક્રીયા પુરી થઇ

---

## સચકારની ખુબી અને ખુલાશો

જીવતાઓની તનદરૂસ્તીને માટે અને એક મરણ પામેલાંને દરૂજીથી બચાવી તે ઉરવાનને આગળ વધારવાને માટે જરથોસ્તી ધર્મમા પહેલવહેલી

---

**નોટ—** * દરેક બંધ બાંધતા "યથા" ના કલામ પઢવા કરતાં "**અષેમવોહુ**" ના પઢવામાં આવે તો એ વધારે સારૂ અને અસલ રીત પ્રમાણે ખરૂ છે

++ કેટલાક ગામોમા રૂવાનોના મોઢા પર પદાન બાંધવાનો રેવાજ છે જો કે એ રેવાજ ઘણોજ સાયન્ટીફીક છે પણ ઉદવાડામા પદાન બાંધવાનો રેવાજ નથી એ મોટી અજાયબી છે. જો કે હોવો તો જોઇએ પણ પાછળથી કઈ માન્યતાને લીધે કાઢી નાખ્યો હોય ! !

ક્રીયા તરીકે સચકારની ક્રીયા અગત્યનો ભાગ ભજવે છે એ ક્રીયા તવગર શુ ? કે ગરીબ શુ ? કે દરેક જણને માટે એક સરખી રીતેજ થાય છે એ ક્રીયા જેટલી મરણ પામેલાને માટે અગત્યની છે તેથી વધારે જીવતાઓની તનદરૂસ્તી સાચવવા માટે ખાસ જરૂરની છે કારણ કે એક મુરદાલ ચીજમાથી નીકલતી રીમની અણુદીઠ રીતે જીવતાઓની તનદરૂસ્તીને કેટલુ નુકશાન કરે છે તે આપણે સાધારણ રીતે સમજી શકતા નથી પણ આજે હઝારો વર્ષ પર આપણા મહાન પયગામ્બર વક્ષુરે વક્ષુરાન રમજગો અહુરાના અષો સ્પીતમાન જરથોસ્ત સાહેબે સચકાર જેવી ક્રીયા કરી રીમનીથી બચવાના જે મોતેબર ફરમાનો યાને કાયદાઓ આપણને શીખવ્યા છે તેવાજ ખુબી ભર્યા કાયદાઓ આજની સુધરેલી સાયન્સે બી સોધી કાઢયા છે અને તે પ્રમાણેજ ચાલવાની આજની સુધરેલી સાયન્સ ખાસ તાકીદ જણાવે છે

એક ગમે તેવો પૈસે પુર મરનારનો સચકારબી સાધારણ સુદ્ધ સફેત કપડાથીજ થવો જોઇએ એવુ આપણા ધર્મમા તાકીદનુ ફરમાન આપવામા કેટલી બધી સાયન્ટીફીક ખુબીઓ સમાયલી છે કે એક સફેત રગ ખરાબ આલુદગીથી દરેક જણનો કેટલો બચાવ કરે છે તેનો ખ્યાલ આજની અપ-ટુ-ડેટ હોસ્પીટલો અને સરજીયન ડોકટરના ઓપરેશન રૂમો તેમજ સફેત પોશાકમા સજ થઇ કામ કરતી હોસપીટલની નર્સો પરથી સહેલાઈથી આવી શકશે કે તેઓને આજે આજનું સુધરેલુ ડોકટરી Medical ખાતુ ખરાબ આલુદગી (રોગો)થી બચવા માટે બધુ સુદ્ધ અને સફેદજ વાપરવાનુ શીખવે છે પણ આપણા જરથોસ્તી ધર્મમા તો એ કાયદાઓ હજારો વર્ષ થયા જાયજ છે તે ઉપલી સચકારની ખુબી પરથી માલમ પડે છે

સચકારની ક્રીયામા "બધો" બાધવામા તેમજ કશ ખેચવામાબી મોટી સાયન્ટીફીકજ ખુબીઓ સમાયલી છે શરીરના ચોકશ સાધાઓ પર બધ બાધવામા આવે છે કે જે સાધાઓમાથી માણસના મરણ પછી પુર જોશમા રીમની યાને ખરાબ રોગનો પ્રવાહ નીકળવાનો રસ્તો લે છે જેથી પુર જોશમા એ રસ્તે રીમની નીકળવા માડે છે જે આજુબાજુ ફેલાઈ જીવતાઓને તેમજ રૂવાનને નુકશાન કરે છે પણ જ્યારે એ સાધાઓ પર સફેત કપડુ વીટાળી સફેદ ચીપના વળ દીધેલા બધથી અષેમના માથ્ર સાથે સવળા ગાઠ Reef knot બધ બાધવામા આવે છે તેની અસરથી તેમાથી પુર જોશમા નીકલતી રીમની ઘણીજ ધીમી પડી આસ્તે આસ્તેથી નીકલે છે પણ તેમા જો કાઇક ભૂલથી શરીરનો કોઇબી

ભાગ સહેજબી ખુલ્લો રહી જવા પામે તો તે રસ્તેથી રીમની પુર જોશમા નીકલવા માડે છે માટેજ સચકાર વખતે અગનો કોઇબી ભાગ ખુલ્લો નહી રહી જવાની તેમજ સવળા ગાઠ Reef knot બાધવાની ખાસ તાકીદ ફરમાવેલી છે જો કે આપણે મોઢાનો આખો ભાગ ખુલ્લો રાખ્યે છીએ પણ વ દીહાદના ફરમાન પ્રમાણે ફક્ત "પેશાની" (નીદાર) નો ભાગ તથા કાનોજ ખુલ્લા રહેવા જોઇએ કે જેના ઉપર અવસ્તાના માથ્રો અસર કરતા હોવાથી ત્યાથી રીમનીનો જોર તુટેલો રહે છે પણ મહોડાનો ભાગ ખાસ જરૂરી બધ રહેવો જોઇએ છે અને એ ભાગોને મોઢા પર પદાન બાધીને બધ કરવાનો અસલ રેવાજ હજીબી બીજા ગામોમા જાયજ છે અને ખુદ ઉદવાડામા પણ એ રેવાજ અસલ જાયજ હતો પણ પાછળથી હાલે શુ ? કારણોસર નીકલી ગયો છે તે સમજી શકાતુ નથી

ઉરવાનને સચકારવાલાઓને નાકતી વખતે ઉરવાન પરથી બીજાએ હાથ ઉચકવો કે પુઠેજ સચકારવાલાએ તુરત પોતાનો હાથ મુકવો એમાબી કેટલી મોતેબર સાયન્ટીફીક ખુબી સમાએલી છે તે જોઇએ

આ દુન્યામા અણુદીઠ રીતે આપણા પર અગ્રે મઇન્યુશ તરફથી ખરાબ ગલબો ચાલુજ રહે છે પણ આપણામા સજીવન શકતી હોય છે તેમાનો એક વીજલી પ્રવાહ Electric current કુદરતી કાયદેજ તે ખરાબ ગલબાને બારી નાખી તેનાથી આપણો બચાવ કરે છે પણ જયારે માણુસ મરણ પામે છે ત્યારે સજીવન શક્તી સાથે એ વીજલી પ્રવાહ current જતો રહે છે જેથી અગ્રેમઇન્યુશનો તેના પર પુર જોરમા ગલબો થવા માડે છે પણ જીવતાઓનો તે ઉરવાન પર અડકીને હાથ રાખેલો હોવાથી આપણામાનો વીજલી પ્રવાહ current પેલા ઉરવાનમા ઉતરી પેલા અંગ્રેમેઇન્યુશના ગલબાને બાળી નાખે છે માટે આ મોતેબર ખુબીવાલા ફરમાન પર સચકાર વખતે ખાસ ધ્યાન આપવાની જરૂર છે

તેમજ સચકાર કરી રહી રૂવાનની આસપાસ ફરતે "કશ" ખેચવામા બી મોટી ખુબી સમાયલી છે કે એ રીતે કશ ખેચવાથી તે ઉરવાનના ગોળ સર કલમા બહારની આલુદગીથી બચાવ થઇ ત્રણ દીવસ સુધી તેના આત્માની તે જગ્યા પર જાળવણી થાય છે

તેમજ આપણા રેવાજમા રૂવાનના પગ વાળવાનુ એક મોતેબર ફરમાન છ જે ધર્મની રૂએ ઘણુજ વાજબી છે કારણ કે વદીહાદના ફરમાન પ્રમાણે નસો જેવી ચીજથી જમીન જેમ બને તેમ જોઇએ તેથી એજબી વધારે નહી વાપરવાનુ તાકીદનુ ફરમાન છે કારણ કે મરણ પામેલી નનો જેવી ચીજ મુકેલી જમીન અથવા દોખમાઓ વીગેરે તે નસો ત્યાથી પરાગદે થવા છતા વરસો

સુધી પવીત્ર થઇ શકતી નથી જેથી તે જોઇએ તે કરતા નહાકની વધારે વપરાતી જમીન અપવીત્ર થવાથી તે ઘણીજ કદુવા ઉતારે છે માટે કાઇબી વાધા વગર બનતી તરતીબથી એક રવાનના પગ વાળવાથી તે જોઇએ તેટલીજ જગ્યા રોકે છે વદીદાદમા જણાવે છે કે—**નોઇત ફ્રષ પાદએઇબય-નોઇત જસ્ત એબય વીતરેમ**=યાને (જોઇએ તે કરતા) લાબા પગનુ નહી અને હાથ છુટા અને લંબાવેલા નહી જોઇએ

જો કે હાલ એ રીવાજને કેટલી ગમથી બીન સમદારીને લીધે ચખોડવામા આવે છે કે એ રૂવાનો પર એક જાતનું જાસ્તીપણુ ગુજારવામા આવે છે પણ આમણે સાધારણજ ખ્યાલ કરવાનો છે કે એક મુરદાલ બીજને કોઇબી સ્થીતીએ રાખો એ બધુ સરખુજ છે એ એક નાશ પામેલુ બાકી અગ છે અને દોખમેનશીન થઇને જરા વારમા તદન નાશ પામવાનુ છે એવુ જાણવા છતા આપણા જીવતાઓના સતોશની માન્યતાને ખાતર એક ઉરવાનના પગ સચકારની વખતે લાબાજ રાખી નહાકની વધારે જમીનને અપવીત્રાઇમા સબડવા દઇ તેની કદુવા ખેચી લેવી એ તદન ધર્મ વીરૂધ છે

તેમજ એજ રીતે સચકાર વખતે જોઇએ તે કરતા વધારે કપડુ બી નહી વાપરવાનુ ખાસ વદીદાદનુ ફરમાન છે

માટે એ રીતે ઉપલી સચકારની ક્રીયાના ફરમાનો અનેક ફીલસુફીથી ભરપુર છે માટે એ તરફ આપણી બીન સમજદારીએ બેદરકાર નહી બનતા તેના ફરમાન પ્રમાણેજ ચાલવાથી આપણુ પોતાનેજ બાહેદ ફાયદા થાય છે

---

## નવજોતની ક્રીયા

જરથોસ્તી ફરમાન પ્રમાણે એક નવજોત થનાર છોકરા યા છોકરીની ઉમર સાત નવ યા અગીઆરની તેની હુશીયારીની લાયકાત પ્રમાણે હોવી જોઇએ એથી વધારેમા વધારે નાચારીએ તેર વરષથી વધુ નહી જોઇએ એટલા અરસામા તે બાળકને નીચે મુજબ ધર્મની કેળવણી આપી તેયાર એકદમ લાયક બનાવવુ જોઇએ

તેને યથા-અષેમ-પ્રરોસબાજ કુસ્તી કરવાના અવસ્તા પતેત, હુશબામ તથા દીનનો કલમો એટલુ ખાસ જરૂરીજ શીખવવુ જોઇએ.

પ્રથમ ઉપર મુજબના નવજોત થનાર છોકરાને એક ખુબશાલો મોબેદ નીરગદીન પાઇને નાહન નવડાવે પછી દરેમહેરમા યા ઘર આગળ જ્યા તેની નવજોત કરવી હોય ત્યા એક અલાયધી પવીત્ર જગ્યા પર મોટી શેતરજી

યા ગાલીચો પાથરી તે પર પાટલો યા બાજટ મુકી ઉપર સોજી સફેદ પીછોડી યા ચાદર પાથરવી અને અખ્યાના ૩ મુકવા છોકરાને લેંગો યા ઈજાર તથા માથા પર ટોપી પેહેડાવી નવી સફેદ પીછોડી દીલ પર ઓઢાવી પેલા પાટલા યા બાજટ પર ઉઘમણુ દીસા તરફ મહોડુ કરી બેસાડવુ ત્યા આજુબાજુ મોજલશમા બધા સગાવહાલા આવી બેસે તેમજ સેતરજી પર બે પાચ યા જોઇએ તેટલા મોબેદો આવી બેસે પછી તે છોકરાના હાથમા પહેડાવાનો સુદરેહ તથા કુસ્તી આપે પછી બધા મોબેદો પતેત પશેમાની માડે નવજોત કરનાર નવજોતવાલા બાળક આગળ બેસી તેની સાથે પતેત પશેમાની પઢે પતેત પુરી કરી નવજોત કરનાર મોબેદ કાતરીની ખુમચી કે જે અગાઉથી ત્રણ અખ્યાના સાથે તૈયાર કરી ત્યા નવજોતવાલા છોકરા આગળ લાવી મુકે અને ત્યા નવજોતવાલા બાળકને પહેડાવાના નવા કપડાનો વાગોબી લાવી મુકે

તે મોબેદ કાતરીની ખુમચી લઇ છોકરાના હાથમાથી સુદરેહ કુસ્તી વીગેરે જે હોય તે બાજુએ મુકી તેના બેઉ હાથે ખુમચી પકડાવી અને પોતેબી બેઉ હાથે પકડીને છોકરાને બેસાડીનેજ નીચે મુજબ પહેલા પહડાવે

**બનામીયઝદ બખપાયંદે૦ દાદગરે દાદાર પનાંમે યજદાંન ગગગઅ ઘઉઅંઘ અઘ ઉઅંઘ ખઓખઇએ કુરએલે જજજઅઇએ સષસઅઇએ જસનાંમ અનાનયએમ દદદઅ થથથઅ વબબઅ ફફફઅમમમઅ વખવખ અઇએ જચચએ આઓ ઉઅઓ ઇયએ અમામીએમ ઇવોએ અઘુમઇયએમ યથા અહુવઈરયો (૧) અષેમવોહુ (૧)** એટલુ પઢાવી ખુમચી હાથમાથી તેની જ્યાએ મુકી દઇ છોકરાને પાટલા પર ઉભુ રાખે પછી સદરો લઇ સદરાની બેઉ બાયે છોકરાના બેઉ હાથમા પહેડાવે સદરો બરાબર જોઇને સવળો રાખવો તેમજ ગેરબાનબી બરાબર આગળ રાખવુ પછી મોબેદ બેઉ હાથે સદરાના ગરા આગળનો ભાગ પકડી **બનામીયઝદથી** દીનનો કલમો **રજીષતયાઓ** પઢાવે **અષોને અષેમવોહુ (૧)** આખી પઢી **યથા અહુવઇરયો (૧)** પઢે **પયઓથનનાંમ** પઢતા સદરો ગલામા પહેડાવે અને **યથા અહુવઇરયો** પુરી કરે એ સદરો પહેડાવતા **યથા અહુવઈરયો (૧)** બધા મોબેદો સાથે પઢે પછી પેલો મોબેદ છોકરાને બાધવાની કુસ્તી લઇ છોકરાની પાછળ ઉભો રહી છોકરા પાસે પોતાના જામાની બાએનુ પેવદ મજબુત પકડાવી કુસ્તી કરતી વખતે કરીએ તે માફક કુસ્તી પકડી નીચે મુજબ પઢે **બનામીયજદ૦ દાદગરે દાદાર ખષનઓથર અહુરહે મજદાઓ અષેમવોહુ (૧) પનાંમે યજદાંન અહુરમજદ ખોદાએ અવજુની ગઓરજે ખોરેહ અવજાયાદ દાદાર**

**અહુરમજદ દાદાર અહુ૭ મજદ દાદાર અહુરમજદ રયોમદ ખોરેહમદ મીનોઆંનમીનો બેરેતુમ બેરસાદ અજ હમા ગુનાહ પતેત પશેમાનુમ૦** (જાવત) પઠી જાય **પપતેતહોમ ખપનઓથર અહુરહે મજદાઓ તરોઇ-દીતે અંઘરહે મઇન્યેઉશ હુઈથ્યા વરસ્તાંમ હયત વસ્નાં ફ્રષોતેમેમ સતઓમી અષેમ અષેમવોહુ (૧) ફ્રસતુયે હુમતોઇબયસચા૦** (આખો પઠી જાય) **ખખયાઓ ઉશતનેમ સતઓમાં અષેમ અષેમવોહુ (૩) ફ્રર-વશાને** પઠી જાય **ફ્રરસસતયએચ અહુરહે મજદાઓ રએવતો ખરેનંઘ-હતો ખપનઓથર યસનાઇચ વહમાઇચ૦** પઢી જાય **વીદવાઓ મર-ઓતુ પેરેસત જરથુશતરો અહુરેમ મજદાંમ પેરેસત જરથુશતરો અહુ-રેમ મજદાંમ પેરેસત જરથુશતરો અહુરેમ મજદાંમ**

**અહુરમજદ ખોદાએ અહેરેમન અવાદશાન૦** સઘળું કુસ્તીની માફક પઢી જેમ કુસ્તી બાંધે તેમ સઘળુ કરી કુસ્તી બાધવી **જસમે અવંઘહેમજદ** તમામ પુરી કરી **બાજ મુકે યથા અહુવઇરયો (૨) યસનેમચ વહમેમચ અઓજસચ જવરેચ આફ્રીનાંમી અહુરહે મજદાઓ રએવતો ખરેનં-ઘહુતો અષેમવોહુ (૧) હમાઇરએસચ૦ હજંઘરેમ૦ જસમે અવઘહે-મજદ૦ કેરફેહમોજદ૦ *** પછી છોકરાને બેસાડે અને મોબેદબી બેસી હુશ-બામ પઢી પુરી કરે પઢતા પઢતા છોકરાને જે કપડા હોય તે પહેડાવે અને ટીલો કરી હાર પહેડાવી હાથમા નારીએર આપે

પછી નવજોત કરનાર મોબેદ જે કાતરીની ખુમચી છે તે લઇને ઉભો થાએ ને **બનામે યજદ૦, યથા અહુવઇરયો (૨)** થી તનદરૂસ્તી પઢી છોકરાને કાતરી નાખે તનદરૂસ્તીમા છોકરાનુ નામ લીએ એ પ્રમાણે તનદરૂસ્તી પુરી કરી બેસે એટલે નવજોતની ક્રીયા સંપુરણ થઈ

---

## નવજોત ક્રીયાની મોતેબરી

જરથોસ્તી મહજબમાં દાખલ થવાનુ પહેલું પગથ્યુ એ નવજોતની ક્રીયા છે "નવ-જોત" નો અર્થ નવો-જોતી એટલે દીનની રાહે ચાલનાર એવો થઇ શકે છે

---

**નોટ**—* આપણો અસલ કાયદો એવો છે કે નવજોતની ક્રીયા સવારે સકારે હુશબામના ટાઇમેજ થવી જોઇએ અને પહેલા બચ્ચાને દાદાર અહુરમજદની ખષનુમનથી કુસ્તી બધાવી બાજ મુકી=પછી સરોસની ખષનુમનથી પાછી પેલા બચ્ચાંને કુસ્તી બધાવવી જોઇએ

આપણા ધર્મનાં નીયમ પ્રમાણે એક બાળકને સાતથી અગીઆર વરષ સુધીમા ઉપર મુજબ પઢવાની ધર્મની કેળવણી આપી સુદરેહ કુસ્તી પહેરાવી નવજોત કરવીજ જોઇએ એથી વધારે ઉમરના બાળકને સુદરેહ કુસ્તી વગર રાખવામા આવે તો તે માટે (માબાપને) વદીદાદના ફરમાન પ્રમાણે મરગજાન ગુનાહ પુગે છે વંદીદાદની ૧૮ મી પરગરદમા જણાવેલુ છે કે—યો **થ્રીજરેમએમ રતુમ અઇવ્યાઓંઘામ નોઇત અઇવ્યાસ્તિ નોઇતગાથાઓ સ્રવયેઇતી નોઇત આપોવંઘોહીશ યજઇતી–નોઇત વંઘોઅહમાત સ્યોથનેમ વેરેજ-યેઇતી** યાને જે ફરજમા આવ્યા ઉપરાત ત્રણ રતુ સુધી સુદરેહ કુસ્તી નહી પહેરી તથા બાધી ગાથા વાણીની બદગી નહી પઢે તથા ભલા પાણીને નહી ઇજે તે સખસ પુરો પાપી કહેવાય છે

માટે વાલીઓ અને મા બાપોની આઇન ફરજ છે કે ઉપર જણાવેલી હદમા પોતાના બાળકોને સુદરે કુસ્તીને માટે ઉપર મુજબ જરૂરીયાત કેળવણી આપી તયાર કરવા જોઇએ

હવે પહેલ વહેલા નવજોત કરવા માટે બાળકને નહાન નહવાડવામા આવે છે કારણ કે અનેક જણને તનની પવીત્રાઇ, મનની પવીત્રાઇ વીના નકામી છે માટે મનની પવીત્રાઈ કરવા નાહનની કીયા ઘણીજ અગત્યની છે ખુદ નાહન નાહનાર પવીત્ર નીરગદીન પીતા એકરાર કરે છે કે **ઇનખુરમ ઇનપાકીએતન બયોજદાથ્રીએ રવાનમરા** યાને મારા શરીરને સાફ કરનારી આ દવા હુ એવી મતલબથી પીઉ છુ કે મારા અંદરના રવાનનેબી પવીત્રાઇ મળે એરીતે સુદરેહ પહેરનાર બાળકને નીરગદીન પાયા બાદ નીરગ અને પાણીથી ગોશલ કરાવી પછી મીજલશમા લાવી બેસાડવામા આવે છે જ્યા તેને પતેત કરાવામા આવે છે જે ફરમાન બી વાજુજ મોતેબર છે કારણ કે પતેતની મકશદ એ છે કે તેમા ગુનાહોની ટીપ આવેલી છે કે જે અનેક ગુનાહઓથી દુર રહેવાની આપણી ફરજ છે માટે બીન સમજદારીની વયમા જે ગુનાહઓ થયા હોય તેથી પશેમાન થઇ હવે દીનમા આવ્યા પછી એ ગુનાહઓથી પહરેજ રહેવાનો એકરાર કરે છે

તેમજ દીનનો કલમો પણ નવજોત થનાર માટે ઘણોજ અગત્યનો છે કારણ કે તેમા નવજોત થનાર એવો એકરાર કરે છે કે સર્વથી સારી દાનાઇ ભરેલી અહુરમજદની પોતાની પાક અને ભલી માજદીયસ્ની દીનને હુ વખાણુ છુ અને એકીનથી કબુલ કરૂ છુ એ રીને દીનનો કલમો પઢાવી પછી **યથા અહુવઇરયો** ના માશ્રથી તેને સુદરહે પહેડાવામા આવે છે પછી તેને દાદાર અહુરમજદની બષનુ મનથી કુસ્તી બધાવામા આવે છે એ રીતની કીયા કરી એક

જરથોસ્તી બાળકને પહેલ વહેલ્લુ દીનમા લેવામા આવે તો તેના મા બાપ યા વાલીને મોટો સવાબ હાસલ થાય છે એટલુજ નહી પણ જયારેબી તે આખા દીવસ વચ્ચે જેટલી વખત પાદીઆબ-કુસ્તી કરે તે દરેક વખતનો સવાબ તે મા બાપને ચાલુ રહે છે અને એ રીતે નવજોત કરાવનારને તેમજ જેની નૈયતે થાય તેને પણ મોટો સવાબ હાસલ થાય છે પણ તે બાળકને ઉપર મુજબની લાયક વાજબી દીનની કેળવણી આપીને નવજોત કીધી હોય તો ! ! . !

માટે દરેક જરથોસ્તી માબાપોની ફરજ છે કે તેઓએ પોતાના બાળકોને નવજોત માટેની લાયક કેળવણી આપવા ખાસ સભાળ રાખવી

---

## ભોંય કરવાનાં કારણો અને તેને ચોકશ મુદતે પવીત્ર કરવાની ક્રીયા.

કેટલાક ગામોનો અસલ રેવાજ એવો હજીબી કેટલીક ગમ જાયજ છે કે જે ઘરમા રૂવાન થયુ હોય તે ઘરમા તે રૂવાનને સચકીને લાદી યાને પત્થર પર નહી મુકતા તેટલી જગ્યાને ઉપર ઉપરથી ખણી તેની ઉપર રેતી પાથરી તે રૂવાનને નીચેજ ભોય પર મુકવામા આવે છે અને એ કાયદો ઘણોજ બરહક છે કારણ કે જમીનમા ખરાબ આલુદગીને ચુશી લેવાનો જોરાવર પાવર હોય છે જેથી રૂવાનની ખરાબ આલુદગી યાને રીમની આજુબાજુ નહી ફેલાવા દેતા રૂવાન ભોએ પર મુકેલુ હોવાથી જમીન પોતા તરફ ખેચી ચુશી લે છે એવાજ કારણોને માટે આપણે ત્યાબી એ કાયદો હજી કેટલીક ગમ ચાલુજ છે.

પણ એવી રીતથી ઉરવાનને સચકી મુકેલી જગ્યા યાને ભોય રીમન ગણાય છે જે ચોકશ દીવસો સુધી પવીત્ર થઈ શક્તી નથી માટે તેને તેટલો વખત દરેક વપરાસથી અલાયદી ગખી સાચવવી જોઈએ

એક ઉરવાનને સચકી મુકેલી ભોય નીસલી મુદતો પસાર થયા પછી નીચલી ક્રીયાઓથી પવીત્ર કરવી

જો ફ્રવદીન મહીનોને અહુરમજદ રોજથી તે મહેર મહીનો ને અનેરાન રોજ સુધીનો રપીથ્વન ગેહનો અમલ હોય તો જે ઘેરમાની ભોય પર રૂવાનને સચકીને રાત રાખ્યુ હોય તો તે ભોય યાને જગ્ગાને દશમા દીવસની આખી રાત પસાર થયા પછી છેક બામદાદે તે ભોયને પવીત્ર કરવી પણ જો ઉપર મુજબ રૂવાનને સચકીને તે ભોય પર રાત નહી રાખવામા આવ્યુ હોય તો તે ભોયને નવમા દીવમની આખી રાત પસાર થયા પછી છેક બામદાદે પવીત્ર કરવી.

યાને રપીથ્વનના અમલમા તે ભોય પર રૂવાનને ઉચકયા પછી નવ રાત પસાર થવા દઈ પછી પવીત્ર કરવી

જો આવા મહીનોને અહુરમજદ રોજથી તે પાચમા ગાથા સુધીનો બીજી હાવનનો અમલ હોય તો જે ઘેરમાની ભોય પર રૂવાનને સચકીને રાત રાખવામા આવ્યુ' હોય તો તે ભોય યાને જગ્યા ને ૩૧ મા રોજની આખી રાત પસાર થયા પછી છેક બામદાદે પવીત્ર કરવી અને જો ઉપર મુજબ રૂવાનને સચકીને રાત નહી રાખવામા આવ્યુ હોય તો તે ભોય તેના દીસાની યાને ૩૦ મા દીવસની આખી રાત પસાર થયા પછી છેક બામદાદે પવીત્ર કરવી

યાને બીજી હાવનના અમલમા તે ભોય પર રૂવાન ઉચકયા પછી ૩૦ રાત પસાર થવા દઇ પછી પવીત્ર કરવી

પણ હવે જો ઉપલી મુદતના અરસામા ઉપલી ગેહઓનો અમલ બદલાઈ જાય યાને જો રપીથ્વન ગેહના અમલમા એક રૂવાનની ભોય કીધી હોય અને ચાર પાચ યા છ, આઠ દીવસમા બીજી હાવનનો અમલ સરૂ થાય તો રપીથ્વનના અમલના જેટલા દીવસ પસાર થયા હોય તે બાદ કરી બીજી હાવનથી ૩૦ મી રાત આખી પસાર કરી છેક બામદાદે તે ભોય પવીત્ર કરવી એટલે આવા મહીનો ને અનેરાન રોજની આખી રાત પસાર થવા દઇ પછી તે ભોય પવીત્ર કરવી યાને નુછવી

તેમજ જો બીજી હાવનના અમલમા એક રૂવાનની ભોય કીધી હોય અને તેટલી મુદતમા રપીથ્વનનો અમલ સરૂ થાય તો બીજી હાવનના અમલના જેટલા દીવસ પસાર થયા હોય તે બાદ કરી રપીથ્વનના અમલથી નવમી આખી રાત પસાર કરી યાને ફ્રરવદીન મહીનોને આદર રોજની આખી રાત પસાર કરી છેક બામદાદે તે ભોય પવીત્ર કરવી

ઉપલી મુદત સીવાય વધારે તેમજ ઓછો ટાઇમ થવા ન દેતા ઉપર મુજબ ચોકસજ મુદતે નીચે મુજબની ક્રીયાઓથી ભોય નુછવી યાને ઉરવાનને સચકીને મુકેલી જગ્યા પવીત્ર કરવી

જે ઘરમા ઉરવાનને સચકી મુકીને ભોય કરવામા આવી હોય તે જગ્યા યા ભોય પર ઉપર મુજબ ગણત્રી કરી જે વાજબી ટાઇમ થતો હોય તે પસાર થવા દેવો તેટલા અરસામા દરરોજ તે ભોય પર તાજો નીરગ દુરથી છાટયા કરવો પછી ભોય નુછવાની બામદાદે મોબેદોએ તે ઘરના ઓટલા પર યસ્તો પતેતો વીગેરે રૂવાનની નેયતે પઢવા બેસવુ

પછી કોઇબી બે બશ્તે=કુસ્તીઆનો સફેદ તોપી પહેડી પાદી આબ કુસ્તી કરે અને પગમા લોખ ડની ખડાઉ પહેડી બેઉ જણા જોર પેવદ બાંધે અને હાથે દસ્તાના (મોજા) બાધી **ખષનઓથર અહુરહે મજદાઓ અષેમવોહુ** ( ૧ ) થી સરોસ બાજ **આસતવદતીશ અષહે** સુધી પઢી બાજ લીએ પછી ફાટેલા કપડાના બે ત્રણ ગારા લઇ બેઉ જણા અદર ભોય આગળ જાય અને પછી ભોંય આગળ બેસી એક જણ કપડાના ગારા ( ફાટેલા કપડા ) વતી ભોય પરનો બધો કચરો રેતી સુદ્ધા જે હોય તે એકઠો કરી સાફ કરી એક કપડાના ટુકડામા બાધે પછી બીજુ અલાયધુ એક જણ તે ભોયપર ઘણો સરખો નીરગ છાટે પછી અગાઉથી થોડીક મટોરી નીરગમા પલારી તેયાર રાખે તે બોળેલી મટોડી લઇ ભોયપર ફરતે પેલો ઉપલો અલાયધો માણસ રેડે તે પેલા ભોય નુછનારા આખી ભોયપર હાથ ફેરવી લીપી કાઢે પછી એ સુકાય ને છાનથી લીપે પછી પેલો ભોયપરનો કાઢેલો કચરો વીગેરે જેબી ત્યાનુ કચરૂ હોય તે લઇ પેલા ભોય નુછનારા દુરથી અલાયધા બહાર આવે અને જયા અલાયધી જગ્યાએ એ દાટવા ખાડો ખન્યો હોય ત્યા જઇ તેમા એ બધુ કચરૂ કપડા વીગેરે સુદ્ધા નાખી ખાડો પુરી નાખે પછી **નેમસચાઇઆ આરમઇતીશ ઇજાચા** થી પઢી બાજ મુકે પછી કપડા કાઢી નીરગ ચોપડી ગોસલ કરી લે આગમાના કપડા નીરગ પાણીથી ધોઇ પવીત્ર કરી લીએ.

ભોય પરનુ લીપેલુ સુકાય કે પછી ઘરમાનું એક જણ ભોય સુદ્ધા આખી ખડકી લીપી કાઢે એટલે ભોય નુછઈને પવીત્ર થઇ

---

## ઉઠમણાંમાં ભણાતા સોસ અને તેનુ કારણ

જેટલા મીજલશના માણુસો હોય તેની ગણત્રી કરી તેટલા સો અહુનવર પઢવામા આવે છે

**એક લાખ** (આટલા) **સો અહુનવર ત્રીસ દરૂન** (ફલાનાને) **આશોદાદ આશોદાતાંન ગેતીઆંન મીનોઆંન હમાહસ્તહે બેહાંન સમાલોચબુદ ફરમાઇ કરદન આશોદાદ ગેતીઆંન મીનોઆંન બહેસ્તરોજી અષોને અષેમવોહુ (૧)**

ઉઠમણાની મીજલસની ગણત્રી કરી ઉપર મુજબ સોસ પઢવાનો રીવાજ આપણા ગામમા અસલથીજ જાયજ છે પણ ઉપલા શબ્દોનો અર્થ જોતા

અને અસલ ઇરાનના કાયદા તરફ જોતા આપણે દેખઇતી રીતે એ બાબદની ખુબીમા ગોતુ ખાધેલું માલમ પડે છે ઉપલા શબ્દોનો ભાવાર્થ એવો થઇ શકે છે કે

એક લાખ (આટલા) અહુનવર અને ત્રીશ દરૂન (ફલાના) ને માટે ગેતીની અને મીનોઈ દુન્યા(મા) હમો અનજુમન હસ્તકથી ફરજે બધઇને ગેતીની અને મીનોઇ દુન્યા (માટે) અષોદાદ તરીકે આશોદાદ આપવા કબુલ કીધા (છે) (જેથી) (તેને) અહેન્તની રોજી (અને) અષોઈ (મળો)

હવે અસલ રેવાજ શું છે તે આપણે જોઇએ કે એક ઉરવાનના પાછલી રાતના ઉઠમણાની મીજલસમા આવનારાઓ મરનારની નેયતે ખાસ અવસ્તાના માઠ્રા ઉચ્ચારી તેને અષોઇની દુવા ચહાવા અને ઉરવાનને માટે ખરી લાગણીથી પોતાની ફરજ બજાવવા જતા હતા અને દરેક જણ માટે એવોજ કાયદો જાયજ હતો જ્યા ચોક્સ મોબેદ તરફથી મરનારની ઉઠમણાની ક્રીયા પુરી થયા પછી આખી અનજુમન પાસથી દરેક જણ કોણ કોણ મરનારને માટે આખા વર્ષની કઈ કઇ ક્રીયાઓ કરવા અને કઈ કઈ અવસ્તાની બદગીઓ કરવા અને કરાવાને માટે ખાહેશ રાખી ફરજે બધાત્રા માગે છે તે કબુલાત લેવામા આવતી જેમકે કોઇની ખાહેશ હોય તો મરનારની નેયતે બે, ત્રણ, યા એક, સરોસ વદીદાદ કરાવીશ એવી કબુલાત આપતુ, અને કોઇને ગમે તે અને ગમે તેટલી નીયાએશ પઢવાની કબુલાત આપતુ, અને કોઇને ગમે તેટલી **"યથા" "અષેમ"** પઢવાની, વીગેરે જેની જે ખુશી પડે તે કબુલાત આપતુ તે પ્રમાણેનુ લીસ્ટ તે મોબેદ આખી અનજુમનમા સોસને નામે જાહેર કરતા કે ફલાના ફલાના એ મરનારની ફલાની ક્રીયાઓ અને ભણતરો મરનારના પ્યારના બદલામા કરવા કબુલાત આપી ફરજે બધાયા છે વીગેરે એ અસલ "સોસ"ની ક્રીયા ગણાતી

હવે આપણને ઉપલા અસલ રેવાજના ખુલાસાની સાથે હાલના આપણા મોમ ભણવાના કાયદાને ઉંડાણથી તપાસતા કાંઇક માલમ પડે છે કે આપણા અસલ રેવાજની અને હાલના આપણા ભણાતા સોસની નેમ એકજ હોવી જોઇએ કારણ કે હાલે બી આપણે ઉઠમણામા ઉપલીજ મતલબથી જઇએ છીએ કે મરનારની નયતે દુવા ગુજારી મરનાર તરફના પ્યારની ફરજ બજાવી અવસ્તા પઢીએ

હવે આપણે સાધરણ રીતે સમજી શકીએ છીએ કે એક ઉરવાનનો ખોરાક યાને તેને ખુશનુદ કરવાની, અને તેના તરફ આપણી ફરજ બજાવાની કાંઇબી ચીજ હોયતો તે ફકત ભણતર અને ક્રીયાઓજ છે નહી કે કાંઇ આજની માફક

રૂપીઆ પેસા યા મોટા ધનની સખાવત ! ! યા આજના મીઠાઇ મેવાના ન છાજતા ખુમચાઓ ! ! કે બદ ખોરેહ વાલા મીશ્ટાનોથી છલાછલ ભરેલા સતુમના ભોણાઓની છે ! પણ ઉરવાનની મોટી આશાઓ અને માગણીઓ ફકત ભણતર, અને ક્રીયાઓ અને શાદ ખોરેહ વાલી ચીજોમાથી તેના નીકલતા ખોરેહની છે માટે મગ્નાર તરફની ખરી ફરજ બજાવા માટે અને મરનાર તરફના પ્યારના બદલા તરીકે તેના પાછલી રાતના ઉઠમણાને દહાડે ઉઠમણાની અનજુમનમા ઉપલી રીતે અસલની સોસ પઢવાની ક્રીયા તદન બરહક છે પણ આપણો હાલનો ઉપર મુજબ સોસ પઢવાનો રીવાજ પાછળથી એવા કારણોને લીધે પડયો હોય કે જમાનાની ગિર દેશનીને લીધે પાછળથી આવી દરેક કબુલાતો ઉઠમણામા વાર વાર લેવા માટે કુદરતી મુશકેલીઓ નડી હોય ? અથવા તો આજના આપણા ધર્મની પડતીના જમાનાની તેઓને બસારત થઇ હોય ! તો તેવી અનેક કબુલાતો લેવાની છોડી દઈ ઉઠમણાની અનજુમના દરેક જણ પર એક સરખી રીતે ફક્ત સો. સો "અહુનવર" જ પઢવાની ફરજ નાખી તે પ્રમાણે ગણતરી કરી તેટલા "અહુનવર" સોસમા પઢવાનો કાયદો રાખ્યો હોય ! જે આજ સુધી આપણામા જાયજ છે

પણ આપણે એમ ફક્ત ઉઠમણાની મીજલસમા બેસીને સોસ પઢીએ તેનાજ આપણી ફરજ પુરી થતી નથી પણ એ સોસ પઢતા આપણે ઉરવાન માટે જે સો "અહુનવર" પઢવાની અનજુમનમા કબુલાત આપીએ છીએ તે ફરજ મર નારની નેયતે તેના કોઇબી ટાકણે પહડી આપણે અદા કરવી જોઇએ

હવે ગાય પઢવાની એટલે દરૂન કરવાની તેમજ ચાર દીવસ પછી આખા વરસ વચ્ચે ત્રણ સરોસ તથા ત્રણ વંદીદાદ કરાવાની તેમજ આખા વરસની અનેક ક્રીયાઓની ફરજ પાલક બેટાને રહે છે અથવા તો મરનારના વ.લીને રહે છે વડા દસ્તુરજી પાલક બેટાને આખી અનજુમનમા ઉપર મુજબ "ગાહ" ભણાવી મરનારની આખા વરષની અને ત્યાર પછીની અનેક ક્રીયાકામોની ફરજો નાખી તેની પાસે કબુલ કરાવે છે અને તે રીતે પાલક થનારને જનમ સુધી કબુલ થવું પડે છે

પણ આજે જમાનાની ગિરદેશનીને લીધે આપણા અસલ ધાર્મીક રીવાજો ભુલાઇ ગયા છે તેમા સોસના કાયદામાબી ફેરફાર થઇ જેમ ગમે તેમ બીન સમજદાર અને તદન નાના જોડીમાના બાળકનેબી પાલક કરવામા આવે છે એ તદન અણઘટતુ છે કારણ કે મરનાર માટે ઉપલી દરેક ફરજો તેમા પહેલા આખા વર્ષની ખાસ જરૂરી ફરજો પાળક બેટાએ અદા કરવાની છે. તો પછી એક નાદાન પાળક થનાર પોતાની એ ફરજો કેવી રીતે બજાવી શકે ? તે જો

મરનારને ઓળખતોજ નહી હોય તો તેને તે મરનારની લાગણીજ કેમ થઇ શકે ? એટલે એવા નાદાન અને બીન સમજદાર બાળકને મરનાર માટે પાળક કરવા નકામાજ છે આપણુને આપણી તવારીખ પરથીબી માલમ પડશે કે અસલ એક મરનારનો બેટો હોય છતા તેની નાદાન વયને લીધે ભાઇને પાલક બેટો કરવાના આવતો અથવા કોઇ બીજાને પાલક કરવામા આવતો હતો કારણ કે પાલક થનારે મરનારની આખા વરસની ફરજ બજાવવાની છે માટે એક પાલક થનાર લાયક ઉમરનો સમજદાર હોવો જોઇએ

---

## લગન પત્રી લખવાની રીત

આ લગન પત્રીકા લગણુને દહાડે સાહજન અગાઉ છોકરાને ઘેરથી લખી તૈયાર કરીને છોકરીને ઘેરે મોકલવામા આવે છે જે લગન સારતી વખતે છોકરી પોતાના ગરામા પહેડે છે

લગન પત્રી લખવાની રીત પાસેના પાના પર જુઓ

એ મુજબ એક કોરા સફેદ કાગળ પર જદમા લગન પત્રી લાલ સહીથી અથવા કકુના પાણીએ કરી લખવી પછી તે કાગજ પર ફરતે કકુના ટીલા કરવા પછી એક ચાદીનો બાધો અરધો રૂપીઓ લઇ સાથે ચોખાના બેક દાણા લઇ તે પત્રીકાની અદર બાધી નાની પરકી જેવી બાધવી પછી કાચા સુતરની સાતવરી લાબી દોરી વણી દોરીની વચમા તે પત્રીકા બે ત્રણ આટા મારી બાધવી અને ગરામા લોકેટ માફક બધાએ તેમ લાબા છેડા રાખવા પછી તે નેશમા મુકી છોકરીને ઘેરે મોકલવામા આવે છે

---

## લગનનાં પહેલવી આશીરવાદમાં ફારસીમા ભણાતાં સાલોનો ચાદી

| (યજદેજરદી સાલ) | (આશીરવાદમા નીચે મુજબ પઢવુ) |
|---|---|
| ૧૨૯૧ | સાલ અવર યક હજાર દો સદ નવ્વદ ઓ યક |
| ૧૨૯૨ | સાલ અવર યક હજાર દો સદ નવ્વદ ઓ દો |
| ૧૨૯૩ | ,, ,, ,, ,, ,, ,, ઓ સેહ |
| ૧૨૯૪ | ,, ,, ,, ,, ,, ,, ઓ ચેહાર |
| ૧૨૯૫ | ,, ,, ,, ,, ,, ,, ,, પંન્જ |
| ૧૨૯૬ | ,, ,, ,, ,, ,, ,, ,, શશ |
| ૧૨૯૭ | ,, ,, ,, ,, ,, ,, ,, હફ્ત |

# લગનનાં ફોર્મનો નમુનો.

## સરટીફીકેટ સને ૧૮૬૫ના આક્ટ નમ્બર ૧૫ ની કલમ ૬ ઠી પ્રમાણે

| લગન થવાનો દીવસ તથા ઠેકાણું | ખાવંદ તથા ઓરતના નામો | લગન સમયની હાલત | હોદ્દો અથવા ધંધો | ઉમર | રહેવાનું ઠેકાણું | મા બાપ અથવા વાલીના નામો | બાપ અથવા વાલીનો હોદો અથવા ધંધો | લગનની ક્રીયા કરનારા મોબેદોની સહી | શાખસોઓની સહી | ખાવંદ અથવા ઓરત નાદાન હોય તો તેઓના મા બાપ અથવા વાલીની સહી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | |

આ નમુના પ્રમાણે ફુલીશકેપ કાગજની સાઇઝ જેટલો રજીસ્ટર કરવાનો ફોર્મ બનાવવો દરેક ખાનાઓમાં લખેલી વીગત પ્રમાણે તે ખાનાઓમાં વીગત નોંધવી હાથનો લખેલો ફોર્મ ચાલી શકે છે

૧૨૯૮ ....... ,, ,, ,, ,, ,, ,, ,, હુશ્ત
૧૨૯૯ .. ..... . . ,, ,, ,, ,, ,, ,, ,, નેહ
૧૩૦૦ .. .... .. .સાલ અવર યક હજાર સેહ સદ
૧૩૦૧ ... .... ,, ,, ,, ,, ,, ,, યક
૧૩૦૨.... ... . સાલ અવર યક હજાર સેહ સદ દો
૧૩૦૩ .... .. , ,, ,, ,, ,, , સેહ
૧૩૦૪ . ,, ,, ,, ,, ,, ,, ચેહાર
૧૩૦૫ ..... .. .... ,, ,, ,, ,, ,, ,, પન્જ
૧૩૦૬ .... ,, ,, ,, ,, ,, ,, શશ
૧૩૦૭. .. . .. .. . ,, ,, ,, ,, ,, ,, હફ્ત
૧૩૦૮....... .. . ,, ,, ,, ,, ,, ,, હશ્ત
૧૩૦૯ . ,, ,, ,, ,, ,, ,, નેહ
૧૩૧૦... . . ,, ,, ,, , ,, ,, દેહ
૧૩૧૧... .... . સાલ અવર યક હજાર સેહ સદ યાજ દેહ
૧૩૧૨. ...... ,, ,, ,, ,, ,, ,, દવાજ દેહ
૧૩૧૩... . .. . .... ,, ,, ,, ,, ,, ,, સીજ દેહ
૧૩૧૪ . ,, ,, ,, , ,, ,, ચેહાર દેહ
૧૩૧૫. ........ ,, ,, ,, ,, ,, ,, પાજ દેહ
૧૩૧૬ . . ... ,, ,, ,, ,, ,, ,, શાજ દેહ
૧૩૧૭ . ,, ,, ,, ,, ,, ,, હફ્ત દેહ
૧૩૧૮ . . .. ,, ,, ,, ,, ,, ,, હશ્ત દેહ
૧૩૧૯ . ,, ,, ,, ,, ,, ,, નુજ દેહ
૧૩૨૦ .... ,, ,, ,, ,, ,, ,, બીસ્ત
૧૩૨૧.... ... સાલ અવર યક હજાર સેહ સદ બીસ્ત ઓ યક
૧૩૨૨... .... ..... . ,, ,, ,, ,, ,, ,, બીસ્ત ઓ દો
૧૩૨૩ ....... ,, ,, ,, ,, ,, ,, ,, ઓ સેહ
૧૩૨૪ .... ...... ,, ,, ,, ,, ,, ,, , ઓ ચેહાર
૧૩૨૫.. . ... ,, ,, ,, ,, ,, ,, ,, ઓ પન્જ
૧૩૨૬ .. સાલ અવર યક હજાર સેહ સદ બીસ્ત ઓ શશ
૧૩૨૭ .... . ,, ,, ,, ,, ,, ,, બીસ્ત ઓ હફ્ત
૧૩૨૮ ........ ,, ,, ,, ,, ,, ,, બીસ્ત ઓ હશ્ત
૧૩૨૯ .. .. ..... ,, ,, ,, ,, ,, ,, બીસ્ત ઓ નેહ

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૩૩૦.... . ... | સાલ | અવર | યક | હજાર | સેહ | સદ | સી |
| ૧૩૩૧ ..... | ,, | ,, | ,, | , | ,, | ,, | સી ઓ યક |
| ૧૩૩૨ ... | ,, | ,, | ,, | ,, | ,, | ,, | સી ઓ દો |
| ૧૩૩૩ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | સી ઓ સેહ |
| ૧૩૩૪ . , | ,, | ,, | ,, | ,, | ,, | ,, | સી ઓ ચેહાર |
| ૧૩૩૫ ... | ,, | ,, | ,, | ,, | ,, | ,, | સી ઓ પન્જ |
| ૧૩૩૬ .... | ,, | ,, | ,, | ,, | ,, | ,, | સી ઓ શશ |
| ૧૩૩૭ . . | ,, | ,, | ,, | ,, | ,, | ,, | સી ઓ હફ્ત |
| ૧૩૩૮ .... .... | ,, | ,, | ,, | ,, | ,, | ,, | સી ઓ હશ્ત |
| ૧૩૩૯ ... | ,, | ,, | ,, | ,, | ,, | ,, | સી ઓ નેહ |
| ૧૩૪૦ ... | સાલ | અવર | યક | હજાર | સેહ | સદ | ચહેલ |
| ૧૩૪૧........ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ચહેલ ઓ યક |
| ૧૩૪૨ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ચહેલ ઓ દો |
| ૧૩૪૩ .. . . | ,, | ,, | ,, | ,, | , | ,, | ચહેલ ઓ સેહ |
| ૧૩૪૪ .. . | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ચહેલ ઓ ચેહાર |
| ૧૩૪૫ | ,, | ,, | ,, | , | ,, | ,, | ચહેલ ઓ પન્જ |

## દખમાંનો તાણો પુરવાની ક્રીયા

પ્રથમ "દખમુ" બાધવા માટે ગામથી દુર એકાત પહાડી યા ડુગરા ટેકરી-વાલી ઉચી જગ્યા કે જેની આસેપાસે ખેતીવાડી નહી હોય તેમજ તેની આસે-પાસે માણસોની વસ્તી નહી હોય તેવી જગ્યા દખમા માટે પસદ કરવી અને ત્યા ભક્ષ કરનારા પક્ષીઓ વીગેરેની વસ્તી પણ હોવી જોઇએ તેવી જગ્યા પસદ કરી તે જગ્યા પર તેમજ તેની આસપાસ જેબી મોટા ઝાડો તેમજ ઘાસ કચરો હોય તે કાપી કાઢી ત્યાથી તદન સાફ કરવુ પછી તે જગ્યા પર ખુબ નીરગ છાટી પાક કરવી પછી ત્રણ વાર પાણી છાટી સાફ કરી પાક કરવી

પછી તે જગ્યા પર કોઇ જુદદીન વીગેરેની નઝર નહી પડે તેમ ચારે બાજુથી "કેનાયેત" યાને પરદા બાધી અદર બાજ ઇજવા માટે પાલીઓ બનાવી તયાર કરવુ

પછી તાણો પુરવાની ક્રીયા કરવા માટે જેની નેયતે દખમુ બધાવવુ હોય તેની નયતે બે ચોજદાથ્રેગર મોબેદો નવા બરશ્નુમ લઈ તેયાર થાય પછી કોરા ચોળમા ધોયલા કપડા પહેડી ઉપલી જગ્યા ઉપર જાય અને ત્યા ફરજીયાત કરી પાયતાબેની ખુબ કરી નીચે મુજબ ત્યા આઠ બાજે ઇજે.

૧ પહેલી સરોસ યઝદની
૨ બીજી દાદાર અહુરમજદની
૩ ત્રીજી બહમન અમસાસપદની
૪ ચોથી અરદીબહેસ્ત અમસાસપદની
૫ પાચમી સહેરેવર અમસાસપદની
૬ છઠ્ઠી સપદારદ અમસાસપદની
૭ સાતમી ખુરદાદ અમનાસપદની
૮ આઠમી અમરદાદ અમસાસપદની

ઉપર મુજબ જેની નેયતે દખમુ બાધવુ હોય તેની નેયતે આઠ બાજે ઇજવી અને બની શકતુ હોય તો નવમી "હપત અમસાસપદ" ની બી બાજ ઈજવી એ રીતે બાજ ઈજી રહી કુસ્તી કરી પછી હાથમા કોદારી લઇ યથા અહુવઇરયો પઢતા મોબેદે પહેલા જમીનમા પોતાને હાથએ કોદારી મારવી પછી મજુરોને હાથે જેમ ફરતેથી પાયો ખણાવવો હોય તેમ ખણાવી તૈયાર કરવો પાયો ૩૫ સાડાત્રણ ગજ ઉડો ખણાવવો

પછી તાણો પુરવાની ક્રીયા કરવા માટે નીચે મુજબ તાણો તથા લોખંડના ખીલાઓ વીગેરે તૈયાર કરાવવું

૧=૧૦૧ એકશોએક સુતરના તરાકનો તાણો તેયાર કરવો એટલે ૧૦૧ છુટા છુટા સુતરના તરાક (દોરા) લઇ તે બધાને એકઠા કરી વળ દઇ એકજ જાડો તાણો બનાવવો તે દખમાનુ પ્રમાણ જોઈ આખા દખમાની આસપાસ નીચે મુજબ ત્રણ મરતબે અને દરેક ખીલાઓમા પુગી વલી શકે એટલો લાંબો રાખવો પછી તે તાણાને ત્રણવાર ચોખ્ખા પાણીએ ધોઇ સુકવી તેને સરોસની બાજ ઇજી ઇજવો

૨=વચમાનો નાભનો ખીલો તે એક એક મણના વજનનો કરાવવો

૩=જુગતના ખીલા ૪-ચાર તે ચાર એક મણને વજનના કરાવવા અને તે દરેક ખીલાઓમા ત્રણ ત્રણ છેદ કરાવવા તેમા બે ઉપરના આડા અને એક નીચેનું ઉભુ છેદ કરાવવું

૪=પરનાલના ખીલા ૩૬ છત્રીશ તે છત્રીશ એ એક મણને વજનના કરાવવા અને તેના માથા વાળીને વાંકા કરાવવા

૫=બીજા ખીલા ૨૬૦ બસો સાઠ કરાવવા તે બસો સાઠ એક મણ ને વજનના કરાવવા

ઉપર મુજબ બધા ખીલાઓ તયાર કરી તેને રેતડાએ સાફ કરી તેને નીરંગથી ધોઇ શુકવી ચોખ્ખા પાણીથી ત્રણવાર ચોખ્ખા કરી તેને બી સરોસની બાજ ઇજી ઇજવા તાણો તથા ખીલા એ બધુ દરેમહેરમા જેની નેયત દખમુ બાધવુ હોય તેની નેયતે ઇજવુ

પછી એ ઇજેલો તાણો એક નવી વાટી યા લગડીમા મુકી તાણો પુરવાને દીવસે તાણો પુરવાની જગ્યાએ લઇ જવો તથા ઉપર મુજબના બધા ઇજેલા ખીલા વીગેરે લઇ જવુ પછી નવા બરસ્નુમ વાલા બે મોબેદો તાણો પુરવા તાણા વાલી જગ્યા પર જઈ ત્યા ફરજીયાત કરી, ત્યા પાવીઓ કાઢી પાચતાએની ખુબ કરી તાણો પુરવાની ક્રીયા કરવા તેયાર થાય, પછી કુસ્તી કરી દખમાના પાયાની અંદર જઈ બેઉ જણા એક બીજા સાથે મુજબુત પેવદ બાધે પછી પુર્વ દીસા તરફ મહોડુ કરી બેઉ જણા નીચે મુજબ સરોસની બાજ લીએ

**પશનઓથર અહુરહે મજદાઓ અષેમ વોહુ (૧) યથા અહુવઇરયો (૫) અષેમ વોહુ (૩) ફ્રવરાને મજદયસનો જરથુશતરીશ વીદએવો અહુર તકએષો હાવનેએ અષઓને અષહે રથવે યસનાઇચ વહમાઇચ ખશનઓથરાઇચ ફ્રસસતયએચ સાવઘહેએ વીસયાઇચ અષઓને અષહે રથવે યસનાઇચ વહમાઇચ ખશનઓથરાઇચ ફ્રસસતયએચ સરઓષહે અષયેહે તખમહે તનું માંથરહે, દરષી-દરઓશ આહુઇરયેહે ખશનઓથર યસનાઇચ વહુમાઇચિ ખશનઓથરાઇચિ ફ્રસસતયએચ યથા અહુવઇરયો જઓતા ફ્રરામે મરૂતે અથા રતુશ અષાતચીત હચ ફ્રરા અષવ વીદવાઓ મરઓતુ સરઓષેમ અષીમ હુરઓદેમ વેરેથરાજનેમ ફ્રરાદત ગએથેમ અષવનેમ અષહે રતુમ યજમઇદે. અહુનેમ વઇરીમ તનુમ પાઇતી અહુનેમ વઇરીમ તનુંમ પાઈતી અહુનેમ વઇરીમ તનુમ પાઇતી યથા અહુવઇરયો (૧) કેમનાં મજદા૦=અસતવઇતીશ અષહે** સુધી પઢે પછી બાજમા બરાબર રીતે **દસ્તુરી** પઢે

પછી બેઉ જણા નીચે મુજબ ખીલા ઠોકવાની ક્રીયા સરૂ કરે તેમા હરેકે હરેક ખીલો **યથા અહુવઇરયો (૧)** પઢી **પયઓથનનામ** પઢતા પાયાઓમા ભોયમા ઠોકવો

૧=પહેલો "નાભ"નો ખીલો મણુ એકનો એકજ ખીલો છે તે બરાબર ભંડારના કુવામા વચમા **યથા અહુવઇરયો** પઢી **પયઓથનનામ** પઢતા ચોહુડવો અને બે બીલસ જેટલો ભોયથી ઉચો રાખવો

૨=બીજો ખીલો જે ચાર ખીલા મણુ એકના ત્રણ ત્રણ છેદવાલા છે તેમાથી એક લઇ અગ્ની ખુણાની જે ભંડારના કુવાથી દખમાની પરનાલ યાને દેવાલ સુધી જે ગટર બનાવેલી છે તે અગની ખુણાની પરનાલે નીચે ચહોડે યાને ઠોકે

૩=ત્રીજો ખીલો છેદવાલા ખીલામાનો બીજો ખીલો લઇ ઉપર મુજબ નૈયરૂત્ય ખુણાની પરનાલ નીચે ચહોડે

૪=ચોથો ખીલો છેદવાલા ખીલામાનો ત્રીજો ખીલો લઇ વાવ્ય ખુણાની પરનાલે નીચે ચહોડે

૫=પાચમો ખીલો છેદવાલા ખીલમાનો ચોથો ખીલો લઇ ઉપર મુજબ ઇશાન ખુણાની પરનાલે નીચે ચહોડે એ રીતે ચારે ખીલાઓ ઠોકી પહેલા ચારે બાજુની પરનાલનું મહાણ કરવું

પછી જે મણ એકના વજનના જે છત્રીશ ખીલાઓ છે તેમાથી નવ નવ ખીલાઓ ચારે પરનાલની વચમા એટલે જે છેદવાલા ચાર ખુણે ચાર ખીલાઓ ચહોડયા છે તે ખીલાઓની વચ્ચેની દખમાની દીવાલના પાયામા નવ નવ ખીલા આવે તેમ હીસાબે છુટા છુટા બેઉ સાઇડે આમણ સામણ મારવા યાને પહેલો ખીલો દખણ બાણીથી અગની ખુણાના ખીલાની આગળથી નાકેથી મારવો અને બીજો તેની સામેની બાજુએ જરા આર કતરાતો મારવો એ રીતે એક બીજાની જરા જરા દુર આમન સામન મારવા (પાસેના નકશામા જુઓ) એ રીતે ચારે પરનાલે છત્રીશ ખીલાઓ ચોહડવા એ છત્રીશ ખીલા અગની ખુણેથી ચોહડવાના શરૂ કરી ઇશાન ખુણે પુરા કરવા

પછી જે એક મણને વજનના જે ૨૬૦ બસો ને સાઠ ખીલાઓ છે તેમાથી ૨૫૬ બસોને છપન ખીલા લઇ તેમાથી બત્રીશ બત્રીશ ખીલા લઇને જે ચારે ખુણાઓ તરફ પરનાલથી ભડારના કુવા સુધીની ગટર કાઢેલી છે તેની બેઉ સાઇડે બત્રીશ બત્રીશ ખીલા મલી ૬૪ ખીલા પરનાલથી ભડાર સુધી ચોહડવા એ રીતે ચારે ખુણાની ગટરે ચોસેંટ ચોસેટ ખીલાઓ ચહોડવા એટલે બસોને છપન ખીલાઓ ચારે ગટરની બેઉ શાઇડે ચોહડવા દરેક ખીલો ઉપર મુજબ અહુનવર પઢીનેજ ચહોડવો પહેલા અગની ખુણાની ગટરથી શરૂ કરી પછી "નઇરૂત્ય" વાવ્ય અને ઇશાન ખુણાઓ પુરા કરવા

હવે જે બસો સાઠમાના ચાર ખીલા બાકી છે તેમાથી એકકો ખીલો લઇને જે બત્રીશ બત્રીશ ખીલાઓની હાર છે તેને છેક નાકે ભડારમા બેઉ હારની વચ્ચે એકકો ખીલો ચહોડે એ રીતે ચારે ખુણાની હારને નાકે ભંડારમા બેઉ હારની વચમા ચહોડે એ રીતે ઉપર મુજબના ૩૦૧ ખીલાઓ ઉપલી વીગતે ચોકશ રીતે ચહોડવા

પછી જે ઇજીને તૈયાર કીધેલા ૧૦૧ એકસો એક તારવાલો તાણો છે તેની લગડી લઇને એક જણ પોતાના હાથમા પકડે અને બીજો મોબેદ પહેલા અગ્ની ખુણાના પહેલા સુરાખવાલા ખીલામાથી તેની ઉપરના પહેલા આડા સુરાખમાથી તાણાનો છેડો લઇ દખણ દીશા તરફ બહાર કાઢી તે સુરાખમાંથી બધો તાણો બહાર ખેચી કાઢી એક ખુમચામા ખુબ સભાળથી કંઇ ગુછવાઓ

નહી તેમ એકડો કરે પછી તાણો ખેચઇને પુરો થઇ છેલ્લો છેડો રહે તે બે અહુનવર પઢી બે કુસ્તી ગાઠ વાલી તેજ સુગખમા બાધે પછી એક જણ તાણા વાલો ખુમચો ઉચકે અને બીજો જણો જે નવ નવના જે છત્રીશ ખીલાઓ દુખમાની પરનાલની ફરતે ચોહડેલા છે, તેની બહારની સાઇડવાલા ખીલાની ફરતેથી એટલે જે તરફ લોકો ઉભેલા છે તે સાઇડ તરફના પરનાલના ફરતેના ખીલાઓની આસપાસ ફેરો ફરી સુતરનો તાણો પહેલો ફેરો ફેરવી લાવે અગની ખુણાથી શરૂ કરી નૈરૂત્ય, વાવ્ય, અને ઇશાન ખુણાના મોટા ખીલાઓના સુગ ખોમાથી ઉપર મુજબ તાણો લઇ અગની ખુણા આગળ પહેલો ફેરો પુરો કરે

પછી અગની ખુણાના મોટા ખીલાના બીજા સુગખમાથી ઉપર મુજબ તાણો કાઢી બીજો ફેરો જે દખમાની ફરતે છત્રીશ ખીલાઓ ઠોકેલા છે તે નવ નવ ખીલાઓમાથી દરેક ખીલામા આમણુ આમણુ ˣ˟ˣ˟ˣ આવી રીતે દરેક ખીલાઓમા ભેરવી મોટા ખીલાઓના બીજા સુગખમાથી લઇ ઉપર મુજબ અગની ખુણાના ખીલા આગળ આવી એ રીતે બીજો ફેરો પુરો કરે

પછી મોટા ખીલાનુ નીચેનુ જે છેલ્લુ લાબુ સુરાખ છે તેમા દબલ યાને બેવડો તાણો કરી તે ઉભા સુરાખમાથી લઇ ભડાર તરફ ખેચી કાઢે અને જે અગ્ની ખુણાની ભડાર તરફ બત્રીશ ખીલાની જમની લાઇન છે તે લાઇનના ખીલાઓમા આડો તીડો તાણો ફેરવી બે લાઇનની વચમા ભંડારમાં જે ખીલો છે તેમા આટો મારી બીજી બત્રીશ ખીલાની દાબી લાઇન પર એજ રીતે આડો તીડો તાણો ફેરવી પછી અગ્ની ખુણાના ખીલા આગળ જાય અને મોટા ખીલાને આટો મારી હવે જે ફરતે નવ નવના છત્રીશ ખીલા છે તેની અંદરની સાઇડના ખીલાની આસપાસ ફરતેથી આટો લઇ નૈયરૂત્ય ખુણાના મોટા ખીલાના લાબા સુરાખના ઉપર મુજબ બેવડો આટો ભેરવી ઉપર મુજબ બત્રીસ બત્રીશ ખીલાઓ પર આટા લઇ ઉપલીજ રીતે ચારે ખુણાના બત્રીશ બત્રીશ ખીલાઓપર બેવડો તાણો ફેરવી ચારે ખુણા પુરા કરી પાછો અગ્ની ખુણાના ખીલા આગળ આવે એટલે ત્રણ આટા પુરા થયા પછી બાકી જે તાણો વધે તે તોડયા વગર અગ્ની ખુણાના મોટા ખીલાને એક આટો મારી ત્યાથી તે બધો તાણો ભંડારની વચમાના નાભના મોટા ખીલા આગળ લઇ જઇ તે મોટા ખીલામા જેટલો તાણો બાકી હોય તે બધો ભેરવી દેવો

પછી બેઉ મોબેદો પેવદ સાથેજ દખમાના તાણાની બહાર બીજી પાવીમા આવીને નીચે મુજબ બાજ મુકે—

**નેમસચા યા આરમઇતીશ ઈજાચા નેમસચા યા આરમઇતીશ ઈજાચા નેમસચા યા આરમઇતીશ ઇજાચા યથા અહુવઇરયો (૨) યસ**

**નેમચ વહમેમચ અઓજસચ જવરેચ આશ્રીનાંમી સરઓષહે અષયેહે તખમહે તનુમાથરહે દરષીદરઓશ અહુઇરયેહે અષેમવોહુ (૧) અહ-માઈરઓશચ૦ હજ'ઘરેમ૦ જસમે અવ'ઘહે મજદ૦ કેરફેહ મોજદ૦** સુધી પઢી પેવદ છોડી નાખે એટલે તાણાની ક્રીયા તાણો પુરાઈને સપુરણ થઇ

---

## દખમાની પાવીઓ વીગેરે બાંધવાની બીનાં

ઉપર મુજબ દખમાના પાયાની ક્રીયા કરી તે તાણો સુધા પાયો પુરી તે પર પત્થરનુ મજબુત દખમુ બધાવવુ અને તેની અદર પાવીઓ તેમજ ભડારનો કુવો વીગેરે નીચે મુજબ કરાવવુ

દખમાને ત્રીજે ભાગે ભડારનો કુવો રાખવો જેમકે જો દખમાની અદરનો ગાલો ત્રીસ ગજ પહોળો અને ત્રીશ ગજ લાબો હોય તો તેમાથી દશ ગજનો ભડારનો કુવો રાખવો અને વીશ ગજમાથી પાવીઓ અને ચાલ કરાવવી પાવીઓ નીચે મુજબ કરાવવી

પહેલા દખમાની અદર દેવાલની મેરથી ફરતે ૪॥ સાડા ચાર ગજની નસેસાલરો ને ચાલવાની ચાલ રાખવી તે પછી પહેલા મરદની પાવીઓ કાઢવી તે ૨॥। પોણા ત્રણ ગજ લાબી તથા માથા આગળથી એક ગજ અને પગ આગળથી ૦॥।૨ પોણો ગજ બે તશુ પહોળી રાખવી પછી એ મરદની પાવીની નીચે ૦।૪ પા ગજ ને ચાર તશુની બીજી ચાલ રાખવી પછી બીજી ઓરતની પાવીઓ રાખવી તે ૨॥ અઢી ગજ લાબી તથા માથા આગળથી ૦॥।૧ પોણો ગજ એક તશુ તથા પગ આગળથી ૦॥૩ અરધો ગજ ત્રણ તશુ પહોળી રાખવી પછી ત્રીજી પાવીઓ ઓરતની પાવીઓની નીચે બચ્ચાઓની રાખવી તે ૧॥-૩ દોઢ ગજ ત્રણ તશુ લાબી તથા માથા આગળથી અરધો ગજ બે તશુ અને પગ આગળથી અરધો ગજ પહોળી રાખવી ચોથી પાવી એક ગજ લાબી તથા માથા આગળથી અરધો ગજ અને પગ આગળથી પા ગજને ત્રણ તશુ પહોળી રાખવી એ રીતે પાવીઓ કાઢવી પણ ઉપલી પાવીઓ રાખવાની હકીકત માટે જાણવુ કે જો ઉપર મુજબ દખમાની અદરનો ગાલો ત્રીશ ગજ લાબો તથા ત્રીશ ગજ પહોળો હોય તોજ ઉપર મુજબની ચાલ તથા પાવીઓ રાખી શકાય

માટે નાના મોટા દખમાના આધારે અદરની જગ્યાના પ્રમાણમા નાની મોટી ચાલ રાખી પાવીઓ રાખવી સાધારણ રીતે દખમામા ત્રણ જાતની પાવીઓ રાખવામા આવે છે અને મરદની ઓરતની તથા બચ્ચાની જુદી જુદી એક એકની

નીચે રાખવામા આવે છે તેમજ અદરની નસેસાલરોને ચાલવાની ચાલ સાધારણ રીતે અરધો ગજ પોણો ગજ રાખવામા આવે છે વધુ માટે નકશો જુઓ

હવે ઉપર મુજબની દરેક પાવીઓ બનાવી તે દરેક પાવીઓમાથી ભડારના કુવામા પાવીઓમાનુ પાણી તેમજ રસી જવા માટે દરેક પાવીઓમાથી જુદી જુદી "મોરી" યાને પાવીઓ બનાવવી તે એવી રીતે કે દરેક પાવીઓમાની રસી તેની નીચેની યા પાસેની કોઈબી પાવીમાથી પસાર થયા વગર બારોબાર ભડારમાં જઈને પડે એવી રીતે રાખવી તેમજ દખમાની ઉચી દેવાલ અદરની પાવીઓથી એક માણસની ઉચાઇ કરતા વધારે ઉચી રાખવીઅને દખમાનો દરવાજો પુર્વ દીસા તરફથી રાખવો અને તે ૧॥–૫ દોઢ ગજ ને પાચ તશુ લાબો તથા ૧૧–૨ સવાગજ ને બે તશુ પહોળો રાખવો પછી તો જેવુ દખમુ નાનુ મોટું હોય તેના પ્રમાણમાજ બધુ કરાવવુ વધુ ખુલાશા માટે નકશો જુઓ

---

## દખમુ ઇજવાની કીયા.

ઉપર મુજબ દખમુ બધાઇને તયાર થાય કે તેની નીચે મુજબ ઇજવાની કીયા કરવી.

પહેલા મોબેદની જોડ એક અથવા બે દખમું નાનુ હોય તો એકજ જોડ અથવા મોટુ હોય તો બે જોડ મોબેદો જેની નેયતે દખમુ ઇજવુ હોય તેની નેયતે નવ રાતના નવા બરશ્નુમ લઇ તયાર થાય

પછી પહેલા દખમાને અદર બહારથી નીરગથી ધોઇ ત્રણ વાર ચોખ્ખા પાણીએ ધોઈ પવીત્ર કરે પછી દખમાની ઉપર છાયો કરે યાને ચાદર યા કપડાનો દખમાની ઉપર પરદો બાધે અને દખમાની બહાર ફરતે મોટી પાવી કાઢી ફરતેથી દખમાને છુટુ પાડે પછી ભડારના કુવામા એક અથવા બે જુદી જુદી પાવી કાઢી દખણ દીસા તરફ મહોડુ આવે એમ પત્થરના હીદોલા માડવા પછી ઉપર મુજબના નવા બરસ્નુમવાલા મોબેદો ગોમલ કરી કોરા ધોયલા સોજા કપડા પહેરીને ત્યા દખમામા બધો આલાત લઇ જઇ ત્રણ દીવસ સુધી દરરોજ ત્યા એક સરોસની ખષનુમનથી ઇજશને તથા એક સરોસની ખષનુમનથી વદીદાદ કરે એ રીતે ત્રણ દીવસ સુધી ત્રણ ઇજશને અને ત્રણ વદીદાદ કરે એ રીતે ઇજશને વદીદાદ કરતી વખતે દખમાની અદરની દરેક નાની મોટી જેટલીબી પાવીઓ હોય તે દરેક પાવીઓને સુતરના દોરાથી પેવદ કરી ભડારમા ઉતારી હીદોલાની પાવીને પેવદ લગાડે અને દરેક ગેહમા સરોસની બાજ ઇજે પછી ચોથે દીવસે દાદાર અહુરમજદની એક ઇજશને કરે અને નીચે મુજબ ચાર બાજ ઇજે

પહેલી બાજ સરૌસની
બીજી બાજ દાદાર અહુરમજદની
ત્રીજી બાજ સપદારદમદ અમસાસ્પદની
ચોથી બાજ અરદા ફ્રરવષની એ કુલ અષો ફરોહરની નેયતે ઇજવી પછી જશન આફ્રેગાન તમામ અનજુમન મલીને કરે એ જશન બહાર મંડપમા કરવું એ રીતે દખમુ ઇજછને તૈયાર થયુ

હવે જયારે દખમુ વપરાસ માટે ખુલ્લુ મુકવુ હોય ત્યારે તેમા પહેલા અષો બુજર્ગ મરદ અથવા કોઇ નાનું વહેમાન યાને બચ્ચુ બહેસ્તી થાય તેનેજ ચહડાવવુ અને જયા સુધી એવું રૂવાન ચહડે નહી ત્યા સુધી દખમુ બધ રાખવુ અને જો એ ઇજેલા દખમામા જવાનુ કામ પડે તો કોઇ પાક મરદ પાદી આબ કુસ્તી કરી પગમા નવા જોડા પહેડીને જાય પણ દરેક જણે જવુ નહી

---

## તાણો પુરવાનુ કારણુ અને ખુબી

ઉપલી દખમા માટે પહેલા જગ્યા ઇજી પવીત્ર કરવાની, ત્યાર પછી દખમાના પાયા માટે તાણો પુરવાની, અને દખમાની અદર ખુમીશ્રી પાવીઓ કાઢવાની, તથા બધાયા પછી દખમાને પવીત્ર કરી ઇજવાની વીગેરે અનેક ક્રીયાઓ પરથીજ આપણુને ખુલ્લુ માલમ પડે છે કે આપણા મહાન વક્ષુરે વક્ષુરાન સ્પેન્ગો અહુરના અષોરપીતમાન જરથોસ્ત સાહેબએ આપણા મરણ પછીની આપણી લાશની વ્યવસ્થા કરવા માટે દોખમા જેવી રશમનુ એક ઘણુજ ઉમદા અને સર્વોત્તમ ફરમાન આપેલુ છે કે જે બીજા સર્વે ધર્મની રશમો કરતા આપણુ દખમુ સાયન્ટીફીક ભાગ ભજવી દેખઇતી રીતે સરસાઇ ભોગવે છે અને તે આપણુને ઉપલી ક્રીયાઓ બતાવી આપે છે જેઓ પહેલા બધાતા દખમા પાછળ થતી ઉપલી ક્રીયાઓ જાણુતા નથી, તેઓ દખમાને ફક્ત પત્થરથી બાધી લીધેલી લાશ મુકવાની જગ્યા સમજે છે અને આજના બળી ભષમ થવા માગતા ક્રીમેટોરીયમો તો એને હમબગ ઘણી ધીક્કારે છે એ ઘણુજ અફસોસકારક છે

એક દખમુ ઉપલી તાણો પુરવાની તેમજ બીજી ક્રીયાઓની અસરથી તે રીમન લાશો મુકઇ ગમે તેટલુ રીમન હોવા છતા બહારના દરૂજે નશુશથી બચી જઈ શકે છે.

કારણુ કે જ્યારે પહેલા એક દખમા માટે ઉચી એકાત જગ્યા પસદ કરવામા આવે છે ત્યારે તેને પહેલા પવીત્ર બનાવી ત્યા દાદાર અહુરમજદની તેમ અમસાસપદોની આરાધના કરવામા આવે છે અને તે ક્રીયા તદન નવા બરશ્નુમવાલા યાને પવીત્ર ખોરેહ (Magnetism) વાલા મોબેદો કરે છે કે જેઓની

મારફતે દહેમ યજદનો સબંધ જોડવામા આવે છે કે જેથી ભવિષ્યમા એ જગ્યા પર આવનારા ઉરવાનોની લાશની પાસબાની થઈ સારી અસરો ઉપજે

અને ત્યાર પછી ત્યા ચોકશ મીથ્રો સાથે ઉપલા પવીત્ર ખોરેહવાલા મોબેદો ખુબ કરી પોતાનુ ખોરેહ Magnetism તદન સુક્ષમ યાને પવીત્ર બનાવી ચોકશ માથ્રો સાથે ચોકશ વજનના ખીલાઓ ચોકશ જગ્યાએ ઠોકી તાણો પુરવાની કીયા કરે છે કે જેથી દખમાના તેટલા સરકલમા બહારની દરૂજી તેમજ બીજી ખરાબ અસરો દખમાની અંદરની રીમની પર ગલબો કરી ખરાબ અસરો કરી શકતી નથી

હવે આપણે તાણાની કીયામા લોખંડનાજ ખીલાઓ અને તે ચોકશ જગ્યાએ હલકા ભારી વજનના ખીલાઓ ઠોકવાનુ કારણ જોઈએ

એવી રીમન જગ્યાએ ખાસ લોખંડનાજ ખીલા વાપરવાનુ સાયન્ટીફીક ફરમાન છે કારણ કે ગમે તેવી રીમની યા આલુદગી લોખંડની ઉપર બીલકુલ અસર કરી શકતી નથી કારણ કે લોખંડમા એક એવો પ્રવાહ current છે કે તે રીમનીને બાળી નાખી તેનો જોર તોડી નાખે છે તો પછી આવી જગ્યાએ ઉપલા પવીત્ર ખોરેહ Magnetism વાલા મોબેદો ઉપર મુજબના ફુંજેલા મંત્ર-વાલા ખીલાઓ પવીત્ર માથ્રો સાથે તે જગ્યા પર થોકી તે જગ્યાના સરકલને બાંધી લે તો તે કીયાઓવલું સરકલ કેટલી મોતેબર અસરો ઉપજાવી શકે એ સમજવુ સહેલ છે તેમજ ચોકશ જગ્યાએ ચોકશ વજનના ખીલાઓ ઠોકવાનુ ફરમાનબી એજ સાયન્ટીફીક ખુબીઓ ધરાવે છે કે પહેલા દખમાની બરાબર વચમા એક મણના વજનનો "પેષમેખ" યાને નાભનો મોટો ખીલો ઠોકવામા આવે છે કારણ કે એ આજુબાજુના ખીલાઓના આખા સરકલનો મુખ્ય પાયો છે અને એ જગ્યા પર ભંડારનો કુવો યાને (નશો હાડકા જમા થવાની જગ્યા) આવવાથી આખા દખમાની રીમની અહીજ એકઠી થનાર છે જેથી અડી સામટી રીમનીને તોડવા સોવથી મોટા ખીલાનીજ જરૂર છે જ્યારે ચાર ખુણાએ એક મણને વજનના ચાર ખીલાઓ ઠકવામા આવે છે તેનુ કારણ એ છે કે એ ચારખુણાએ દખમાની નીચે હાડકાની રશી યાને હાડકાની અંદરનુ ગુરૂ તવાઈને તેમાથી નીકલતી રશી રૂપી રીમની તેમજ વરસાદનુ પાણી વીગેરે જવા સારૂ ચાર કુવા ચાર ખુણાએ આવેલા છે માટે એ જગ્યાએ વધતી ઓછી રીમની રહેવાનો સંભવ હોવાથી એ ચારે ખુણે વધારે વજનના ખીલાઓની ખાસ જરૂર છે જ્યારે દખમાને ફરતે એક મણના ૩૬ ખીલાઓ ઠોકવામા આવે છે એબી ફરતી ગમની રીમનીના સરકલને તોડે છે માટે એ ખીલાઓ થોડે વજનના પણ હેરફેર થઈ ફરતી ગેમ આવે છે જેથી ફેલાઈલી ફરતેની રીમનીને પુગી વળી શકે છે જ્યારે બત્રીશ બત્રીશ ખીલાઓ

ચારે ખુણાની પરનાલથી ભંડાર સુધીની ગટર પર ઠોકવામા આવે છે કારણકે એ જગ્યા પર ચારે ખુણે ભંડારમાથી રસીવાલા કુવામા રસીવાલી રીમની જવાની ગટર છે માટે એ ફરતી ગટરેથી ચારે બાજુ વહેચાઇને સેજ સાજ રીમની જતી હોવાથી ત્યા નાના પણ ફરતી ગટરે ખીલા ઠોકવામા આવે છે કે જેથી રીમનીનુ સેજબી જોર ચાલી શકે નહી

એ રીતે જયા જયા વધતી ઓછી રીમનીનુ પ્રમાણ થવાનુ હોય છે ત્યા ત્યા વધતા ઓછા વજનના ખીલાઓ ઠોકીને તે ખીલાઓને પવીત્ર તાણાથી બાધી લઇ એકત્ર કરવામા આવે છે જેથી એ એક દેવયશની રીમનીની સભે તકકર જીલવાને બળવાન સરકલ બને છે કારણ કે ઉપલી દરેક જગ્યાએથી વધતી ઓછી રીમનીને રસ્તો લેવો પડે છે જેથી એ જગ્યાઓ ઉપર ઉપલા ખીલાઓ રૂપી વધતુ ઓછુ લોખડ આવેલુ હોવાથી રીમનીનુ જોર તદ્દન ટુટતુ જાય છે જેથી રીમની સામટી થઈ જોર ચલાવી શકતી નથી અને બહારની ખરાબ આલુદગી દુર રાખી ગુજરેલાની લાશની પાસબાની કરવા એ તાણાની ક્રીયા ઘણોજ મોતેબર ભાગ ભજવે છે તેમજ મેલી વિદ્યા શીખનારા જાદુગરોને અને તેઓના જાદુઇના મત્રને એ તાણાની ક્રીયા પોતાના કુડાલાની બહાર રાખે છે કારણ કે મેલી વિદ્યાવાલા જાદુગરો પોતાના એલમને માટે મુદડાના હાડકા બાલ વીગેરે નશા જેવી રીમન ચીજોનો ખાસ ઉપયોગ કરે છે અને તેવી નશાવાલી ચીજોથી પોતાની વિદ્યા વધારે છે પણ ઉપલી તાણાની ક્રીયાની મોતે-બર ખુબીને લીધે દખમાની આસપાસ તેવા જાદુગરો આવી શકતા નથી અને કદાચ આવી શકે તો તેના પર તેઓનો અમલ ચાલી શકતો નથી એવા એવા અનેક કારણોને લીધે ઉપર મુજબ તાણાની ક્રીયા કરવાનુ આપણા જરથોસ્તી ધર્મમા મોતેબર ફરમાન છે અને એવી શાયન્ટીફીક અને બળવાન મત્રની ક્રીયાથી બાધી લીધેલાજ સરકલ પર પત્થરનું દખમુ બાધવામા આવે છે અને તે દખમુ ચોકશ ઉચાઇએ આવ્યા પછી તેના ઉપર ભંડારના કુવાની આસપાસ "પાવી"ઓ બનાવવામા આવે છે તેમા મરદ ઓરત તથા બચ્ચા વીગેરે માટે નાની મોટી દરેક માટે જુદી જુદી "પાવી" ઓ હોય છે અને એ પાવી ઓમા ઉપરની પાવીમાની લાશની નીકળતી રસી બીજી બાજુ બાજુની અથવા તેની નીચેની પાવીઓમા દાખલ થયા વગર બારોબાર ભંડારના કુવામા જઇને પડે એવી ખાસ સભાળ રાખવામા આવે છે અને એમ કરવામા બી મોટી સાયન્ટીફીક ખુબી સમાયલી માલમ પડે છે કારણ કે દરેક જણની જુદી જુદી પાવી હોવાથી દરેક લાશની વધતી ઓછી રીમની તેજ પાવીઓમા સમાયલી રહી બીજી પાવીઓને અપવીત્ર કર્યા વગર બારોબાર ભંડારના કુવામા

રસ્તો લઇ લે છે જેથી અગાઉની લાશો વાલી પાવીની રીમની બીજી નવી લાશો સાથે આમેજ નહી થતા ખોરશેદ નેગીરશની યાને સુર્યના કીરણોથી જલદી સાફ થઈ જવાથી રીમનીનો જોર ઓછો રહે છે

એવી અનેક સાયન્ટીફીક ખુબીઓ તરફ જોતા ઉપલી દરેકની જુદી "પાવી"નુ ફરમાન કેટલુ બધુ મોતેબર છે તે સમજવું સહેલ છે વળી એ પાવી-ઓને વધારે પવીત્ર બનાવી તે પાવીમા મુકેલી લાશની રીમની ને જલદી નાબુદ કરવા અને એક પાવીમાની રીમની બીજી પાવીઓમા એકત્ર નહી થાય તેને માટે ત્રણ દીવસ સુધી દખમુ ઇજવાની મોતેબર ક્રીયાઓ કરવામા આવે છે અને તે ક્રીયા કરતી વખતે દરેક પાવીઓને પેવદ કરવામા આવે છે.

એવી રીતે આપણા મરણ પછી આપણુ ખાકી શરીર જ્યારે છેવટે ખાક થાય છે ત્યારેબી તે આડકત્રી રીતથી ખાક થઇ હાનીએ નહી પહોચે અને તેની લાયક રીતેજ અષોઇથીજ ખાક થાય તે છેવટ સુધનાબી આપણા મહાન અષો પયગમ્બર સાહેબે દોખમા અને દોખમાની ક્રીયાઓ જેવા અનેક મોતેબર ફરમાનો આપેલા છે કે જે ફરમાનો બી મરણ પછી આપણને અષોઇજ દેખાડે છે

---

## ગુજરનારની પહેલ્લાં આખાં વર્ષની ઘટતી ક્રીયાઓ

હાલમા આપણા લોકમા એક ગુજરનારની પાછળ બીન સમજદારીને લીધે ઘટતી અણઘટતી આખુ વર્ષ જેમ ગમે તેમ ખાનપીન સાથ ક્રીયાઓ કરવામા આવે છે જે પૈસાની બરબાદી સાથે ઉરવાન માટે તદન અણઘટતી છે માટે એક ગુજરનારની પહેલ્લા વર્ષની ઘટતી ક્રીયાઓ નીચે મુજબ કરાવવી

પહેલા જે ઉરવાન જે ગેહમા ગુજર પામે તેજ ગેહમાથી સરોસની બાજ ત્રણ દીવસ સુધી દરેક ગેહમા ઇજાવવી અને ત્રણ દીવસ સુધી તેની ૩ સરોસની ઇજશને અને ૩ સરોસના વદીદાદ કરાવવા

અઇવીસ્રુથરેમ ગેહમા ત્રણ દીવસ સુધી રાતે સરોસનો કરદો આતરવક્ષી સાથે કરાવવો પણ ત્રણ દીવસ સુધી પતેત પઢવાની જરૂર નથી

ત્રીજે દીવસે રાતના ચાહારૂમની રાતની ચાર બાજ રશ્ને આસ્તાદ-મીનો-રામ-સરોસ-અને અરદા ફરવષની ઇજાવવી રાતની ચહારૂમની બાજ સાથે તાબાના યા ચાદીના વાસણો=ખુમચો-કલશીઓ-કાશીઓ વીગેરે ઇજાવવુ તથા કપડાનો જામા પીછોડી સાથનો શીયાવ ઇજાવવો તથા પાછલી રાતનુ ઉઠમણું કરવુ બપોરનુ ઉઠમણુ જરૂરનુ નથી માટે પાછલી રાતના ઉઠમણામાજ અનેક ક્રીયાઓ કરાવવી

પછી સુર્યના તલુ થવા સાથે બામદાદે બે મોબેદો નાઇ ધોઇ મરનારની નેયતે ચાહરૂમનો ઇજાયસ્રો શીયાવ પહેરી તૈયાર થઇ પાદીઆબ કુસ્તી કરી સરોસ બાજ ગેહ પઢી દહમ યઝદનુ આફ્રેગાન આતરવક્ષી સાથે કરવા બેસવુ.

પહેલા આતશની ન્યાએશ કરી ખાલી દહમયઝદ (દહમ યઝદ વીસપ એષા નહી) નુ આફ્રેગાન માડી કરવુ અને બીજુ આફ્રેગાનબી દહમ યઝદનુ કરવુ અને ત્રીજુ સરોસનુ કરી આફ્રીન પહડવી પછી ચહારૂમની સવારે પાછુ આતરવક્ષી સાથે રાએતા મુજબ અરદાફ્રરવષનુ આફ્રેગાન તથા બાજ કરવી તથા * સતુમના કરદા સાથે ફ્રરવષી પઢવી સતુમ પઢાવવુ એ પછી રોજ આખુ વરષ ચાલુ આફ્રેગાન બાજ શકતી હોયતો કરાવવુ પહેલા એક માસ સુધી સ્તુમના કરદા સાથે ફ્રરવષી તથા ચાલુ અરદા ફ્રરવષની તથા સરોસની બાજ કરીને ઇજાવવી

**દશમાની ક્રીયા**—દશમાને દીવસે ઇજશને વ દીદાદ આફ્રેગાન (આતરવક્ષી સાથે) તથા રોજગાર સરોસની બાજ તથા શીયાવ ઇજાવવો આફ્રેગાન ૧ લુ દાદાર અહુરમજદનુ ૨ જુ જે મહા હોય તેનુ ૩ જુ જે રોજ હોય તેનુ ૪ થુ ખાસ રૂવાનનુ અરદા ફ્રરવષનુ ૫ કુલ રૂવાનનું અરદા ફ્રરવષનુ ૬ ઠુ દહેમનુ ૭ સરોસનુ એ રીતે કરવા તથા સ્તુમના કરદા સાથે ફ્રરવષી પઢાવવી

**માસીસાની ક્રીયા**—સીરોજાને દહાડે યાને ૩૦મે દહાડે સીરોજાની ઇજશને વ દીદાદ, કરાવવા તથા શીરોજા બાજ નીચે મુજબ કરવી તથા આફ્રેગાન (આતરવક્ષી સાથે) કરવા ૧ લુ દાદાર અહુરમજદનુ ૨ જુ જે મહા હોય તેનું ૩ જુ જે રોજ હોય તેનુ ૪ થુ શીરોજાનું ૫ મુ અરદાફ્રરવષનુ ૬ ઠુ દહેમનુ ૭ મું સરોસનુ સવારે સાજ, બપોર, શીરોજાની ખષનુમનથી સ્તુમ પઢવુ સ્તુમના કરદાથી ફ્રરવષી પઢવી

**સીરોજા બાજ બનાવવાની વીગત**—શીરોજા બાજ કરવા માટે સુર્ય હોય ત્યારેજ સાજથી ચોખ્ખુ પાણી ભરી રાખવુ (કુવામાથી રાતની વખતે પાણી કાઢવું ના રવા છે) એક સીરોજા બાજ માટે બરાબર ૨ાા) અઢી ટોકરી યાને સુરતી અરધો મણ ઘઉંનો સોજો આટો લેવો અને તેમા માફકશર ઘી ખાણુ તથા થોડુક ગાયનુ દુધ તેમજ પાણી લઇ આટો બાધવો અને તેના ફ્રક્ત તેતરીશ ભૂજેલા દરૂન કરવા ઉપલા વજને આટો લઇ તેમાથી બરાબર તેત્રીશજ દરૂન કરવા તથા જુદા મોટા ચાર ખાન વગરના મોળા દરૂન કરવા તથા રાએતા મુજબ રોજગાર સરોસની બાજો કરવી શીરોજા બાજમા સોજો ફ્રુટ મેવો મુકવો

બીજે દીવસે એટલે ખરા રોજને દહાડે અરદાફ્રરવષની ઇજશને તથા વ દીદાદ

* બાજધરણા સાથની ફ્રરવષી=હાલે જેમ ખુબ સાથે બાજ ઇજાય છે તેમ અરદાફ્રરવષની બાજ ઇજી ચાસણી કરી પાવીમાજ બેસી પઢવાનુ ફરમાન છે પણ હાલે તે રીતે કરવામા આવતુ નથી માટે અમથી બાજધરણા સાથે પઢેલી નકામી છે

કરાવવો તથા આફ્રેગાન (આતરવક્ષી સાથે) કરાવવા તેમા ૧ લુ દાદાર અહુ-રમજદનુ, ૨ જુ જે મહા હોય તેનુ, ૩ જુ જે રોજ હોય તેનું, ચોથુ ખાસ રૂવાનનુ અરદા ફ્રવષનુ, અને ૫ મુ કુલ રૂવાનોનુ અરદાફ્રવષનુ, ૬ ઠુ દહેમનુ, ૭ મુ સરોસનુ,=બાજો રોજગાર સરોસની કરાવવી ફ્રવષી સ્તુમના કરદાથી પઢાવવી સ્તુમ પઢાવવુ સીયાવ ઈજાવવો અને જોઈએ તો વાસણ ઈજાવવા

**છમસીની ક્રીયા**—છમસીની ક્રીયા જેમ ઉપર માસીસાની બે દીવસની ક્રીયા લખી છે તેજ પ્રમાણે સીરોજા કરી ઇજશને વ દીદાદ બાજો આફ્રેગાનો વીગેરે બધુ કરાવવુ અને બીજે દીવસથી એટલે ખરા રોજને દહાડેથી ૩ દીવસ સુધી ૩ સરોસની ઇજશને અને ૩ સરોસના વ દીદાદ કરાવવા અને ચોથે દીવસે અરદાફ્રવષની ઈજશને કરાવી આફ્રેગાન બાજ ફ્રવષી પઢાવવી જો શક્તી નહી હોય તો ૭ સરોસની ઈજશને તથા એક વ દીદાદ જરૂર કરાવવો જો સરોસનુ કામ છમસી ટાકણે નહી બને તો વર્ષી ટાકણે જરૂર કરાવવુ

અગર જો કોઇ સુવાવડી યા * અરકાયલી ગુજરી ગઇ હોય તો છમસી ટાકણે ઉપર મુજબ સરોસના કામ સાથે દરેક ક્રીયાઓ કરાવવી પણ વધુમા બીજે દીવસથી યાને ખરા રોજને દીવસથી પહેલા ચાર દીવસની ક્રીયાની માફક દરેક ગેહમા સરોસની બાજ ઇજાવવી રાતે સરોસનો કરદો કરવો તેમજ ત્રીજે દીવસે પાછલી રાતના ઉઠમણુ કરી ચહારૂમની રાતની ચાર બાજ શીયાવ વાસણ વીગેરે બધુ બરાબર કરી ઇજાવવુ અને ચોથે દહાડે અરદા ફ્રવષની ઇજશને કરાવવી

**વરષીની ક્રીયા**—વરષીની ક્રીયા જેમ ઉપર માસીસાની ક્રીયા લખી છે તેજ પ્રમાણે સીરોજા ઇજશને વ દીદાદ આફ્રેગાન બાજો સીયાવ વીગેરે બેઉ દીવસ કરાવવું જોઇએ તો વાસણ સીવાય સાથે ઇજાવવા ખરા રોજની પાછલી રાતે ફ્રવષી પઢાવવી

જોડાનુ કરવુ હોય તો એજ રીતે બધુ જોડાનુ જુદુ કરવુ

મુકતાદની ક્રીયા=૧૮ દીવસ અરદાફ્રવષની ગાથાની વીગેરે દરેક ટાકણાની દરરોજ એકકી ઇજશને કરાવવી તેની સાથે દરરોજ એકકી સરોસની ઈજશને કરાવવી પછી તો બની શકે એટલુ કરાવવુ મરનારનુ નવુ તાબાનુ યા ચાદીનુ બહેરૂ ઇજાવી મુકતાદમા ભરવુ ઉપર મુજબ દરરોજ આફ્રેગાનોના કરદા કરવા ગાથામા નીચે મુજબ આફ્રેગાનના કરદા કરવા=૧લુ દાદાર અહુરમજદનુ ૨ જુ

---

* જો અરકાયલી ઓરત ચોખ્ખી હાલતમા ગુજરી હોય તોજ છમસીપર ઉથલી સરોશની ક્રીયા કરાવવી પણ અરકા'લીજ હાલતમા ગુજરી હોય તો વરસી ટાકણે ઉથલી સરોશની ક્રીયા કરાવવી

ગંમ્બારનું ૩ જું ગાથાનું ૪ થુ અરદાફરવષનું ૫ સરોસનુ આફ્રીન અરદાફરવષ, બુજગૉ, તથા હમકારાની તથા ગમ્બારની પઢવી ગમ્બારની વીસપરદ કરી પાવી ઇજાવવી તેમજ આખા સાલના દરેક ટાકણાએ ગમ્બાર જશનો ગેતી ખરીદ વીગેરે દરેક ક્રીયાઓ શકતી મુજબ કરાવવી

આખા વર્ષની ૩ સીરોજા નીચલી મુદતોએ કરાવવી પહેલી મરનારના માસીસા ટાકણે ૩૦ મે દીવસે બીજી મરનારની છમસી ટાકણે ૧૮૦ મે દીવસે ત્રીજી મરનારની વર્ષી ટાકણે ૩૬૫ મે દીવસે

## આફ્રેગાનનાં કરદા કરવાનો અસલ કાયદો.

કોઇબી રોજગાર વારના યા ચાલુ આફ્રેગાનના કરદા કરવાનો આપણો અસલ કાયદો નીચે મુજબ છે

પહેલુ દાદાર અહુરમજદનું
બીજુ જે કબીસાનો સાહેબ હોય તેનુ
ત્રીજુ જે સાલનો સાહેબ હોય તેનુ
ચોથુ જે મહા હોય તેનુ
પાચમું જે રોજ હોય તેનુ
છઠ્ઠુ ખાસ યાને જે રોજગાર હોય તેનુ
સાતમુ કુલ અનુશહે રવાનનુ અરદાફરવષનુ
આઠમુ દહમ યઝદનુ
નવમુ સરઓષનુ

એ રીતે અસલ આફ્રેગાનના કરદા કરવામા આવતા અને જેટલા આફ્રેગાનના કરદા તેટલીજ બાજે પણ જુદી ઇજાવવી જોઇએ એવો આપણો અસલ કાયદો છે.

## નાના બચ્ચાંની ક્રીયા

હાલમા આપણામા એક દીવસથી સાત વર્ષ સુધીના બચ્ચાની ક્રીયા કાઈક નજીવી કરવામા આવે છે પણ તે અસલ કાયદે નીચે મુજબ થવી જોઇએ

*એક બાળકના સચકાર પછી દોખમેનશીનની ક્રીયા કરી તેની નૈયતે ૩ દીવસ સુધી ૩ સરોસની ઇજશને કરાવવી, તેમજ ૩ દીવસ સુધી દરેક ગેહમા ચીટીઆ કરી સરોસની બાજ ઇજાવવી રાતે અઇવીસરૂથ્રેમ ગેહમા ૩ દીવસ સુધી સરોસનો કરદો કરાવવો અને ત્રીજે દીવસે રાતની ચહારૂમની ચાર બાજ

*એક દીવસના બચ્ચાનો સચકારબી બે જણેજ પાજ લઇ જોડ પેવંદથી કરવો જોઇએ

કરી ઈજાવવી તેની સાથે આગલુ યાને નાનો સીયાવ તથા ચાદીનુ કુલીઉ ઇજાવવું તથા પાછલી રાતે ઉઠમ્નણુ કરી ધુપ સરાવવી અને તે બામદાદે દહમયઝદનુ આફ્રેગાન કરાવવુ

જો બચ્ચુ ત્રણ યા પાચ વરસથી બરાબર સમજદારીવાલુ હોય તો તેનુ દશમુ-માસીઓ તથા વરષી એ ટાણ્ણાઓ કરવા સીરોજાનાં ૩૩ મીઠા નાના ચીટીયા કરી બાજ કરી આફ્રેગાનો કરાવવા

આઠ વરષના બચ્ચાથી દરેક ઉપર મુજબ મોટા માણુસના જેવી ક્રીયાઓ કરાવવી પણુ જે મરદ ૧૪ વર્ષને ૩ માસનો થઇને ગુજરે તેને પાળક બેટો કરી આપવાની જરૂર છે

---

## નવું ઘર ઇજવાની ક્રીયા

જે ઘરધણીએ નવુ ઘર ઈજવુ હોય તેને ઘરમા નીચે મુજમ ક્રીયા કરાવવી

૩૩ ફ્રેસ્તા ઇજાવવા અને જશન કરાવવુ જશનમા આફ્રેગાન ૧ લુ દાદાર અહુરમજનુ ૨ જી જે મહા હોય તેનુ ૩ જુ જે રોજ હોય તેનુ ૪ થુ સપદારદઅમસાસપદનુ ૫ મુ અરદાફ્રવષનુ ૬ ઠુ દહેમનુ ૭ મુ સરોસનુ કરાવવું અને એજ કરદા પ્રમાણે એટલી બાજો ઇજાવવી

રાતે સરોસની ખષનુમનથી નીચે મુજબ વદીદાદ બેસાડવો નવા ઘરમા વદીદાદ બેસાડવાનુ ખાસ ફ્રરમાન છે

રાતના ૧ વાગેથી અહુરમજદયસ્ત તથા આતશની ન્યાએશ કરી= **ખષનઓથર અહુરહે મજદાઓ અષેમ વોહુ (૩) ફ્રવરાને૦** થી સગેસ બજ **અસ્તવઇતીશ અષહે** સુધી પઢી **ગ્રઓત અહુરહે મજદાઓ** થી ફ્રક્ત ૨૨ પરગરદ પુરી કરી બાવીશ પરગરદ શીવાય વચમા ઈજશને વીસ-પરદ કાઇ પઢવુ નહી એ રીતે વદીદાદની ૨૨ પરગરદ પુરી કરી **નેમસચા યા આરમઇતિશ ઇજાચા** થી બાજ મુકી **હમાઇરએશ્ચ હંજઘરેમ જસમે** અને **કેરફ્રેહ મોજદ** પઢી બાજ મુકે તનદરૂસ્તી પઢવી

